શ્રીવિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા પુ. ૫૫.

# અમારા ગુરુદેવ

## ( શ્રી વિજયધર્મસૂરિ )

લેખક
સુશીલ

વીર સં. ૨૪૬૭] ધર્મ સં. ૧૯ [વિ સં. ૧૯૯૭

મૂલ્ય ૧-૪-૦

પ્રકાશક :

દીપચંદ બાંઠીયા

મંત્રી, શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા.

છોટાસરાફા, ઉજ્જૈન ( માળવા )

સહાયકોને ધન્યવાદ

૨૫૦) શ્રી જૈનસંઘ નવાવાસ ( કચ્છ )

૧૦૦) શ્રી જૈન મહાજન.
હા. શા. કુંવરજી ઉમરશી તથા
શા. મૂરજી ઉમરશી નાના આસંબીઆ (,,)

૧૦૦) શા. ખેતસી નથુ.
હ. શા. કુંવરજી ઉમરશી. ,, (,,)

૫૦) શેઠ મૂરજી ઉમરશી. ,, (,,)

મુદ્રકઃ—

શેઠ દેવચંદ દામજી

આનંદ પ્રિન્ટિંગ પ્રેસ

ભાવનગર.

# શ્રદ્ધાંજલિ

'અમારા ગુરુદેવ' (સ્વ શ્રી વિજયધર્મસૂરિ) ગ્રથિકા-ના પ્રકાશન સમયે સૌજન્યમૂર્તિ સુશીલભાઈએ રા. અભેચદભાઈ મારફત મ્હારા સાથની મ્હને અનુજ્ઞા કરી ત્યારે તે તક આપવા માટે તેમનો ઉપકાર માનતા, મ્હારી અશક્તિનુ મ્હને ભાન હોવા છતા, સ્વ શ્રી વિજયધર્મસૂરિ મહારાજને મ્હારી અદના શ્રદ્ધાજલિ અર્પવાની મળેલ પળો ધન્ય ગણી, તેનો સ્વીકાર કરવાની મ્હે ધૃષ્ટતા કરી છે

એક કૃપાપાત્ર શિષ્ય તરીકે શ્રી ગુરુદેવના પૂજ્ય-ભાવના પ્રવાહમા નિમજ્જમાન હોવા છતા ગ્રથકારે પોતાની તટસ્થતા સાચવી છે હકીકતોનો સમૂહ નહિ આપતા તેમાંથી તારવી કાઢેલ તારતમ્યદ્વારા ગુરુ-દેવનુ હૂબહૂ વર્ણન ભાવવાહી, ઉત્કૃષ્ટ, સરલ ભાષામા રા ભીમજીભાઈએ આપેલ છે સ્થળ અને કાળ, પરિસ્થિતિ અને પ્રસગ, વિચારોનો વિનિમય અને

વ્યક્તિઓનો પરિચય આપતાં પણ એવી ખૂબીથી ગુરુદેવનું પ્રાધાન્ય સાધ્ય કરેલ છે કે વાંચનાર જાણે એઓશ્રીની જીવંત મૂર્તિના જ દર્શન કરતો ન હોય. જૂદા જૂદા સૂરોના મધુર મિશ્રણમાંથી જેમ સંવાદિતા યોજી શકાય છે તેવી જ રીતે ભૂમિકા-માં દર્શાવેલ પોતાના લક્ષ્યબિન્દુની પૂર્ણ પ્રતીતિ રા. ભીમજીભાઇ કરાવે છે. ઉપસ્થિત બનાવોનું નિરુપણ કરતાં લેખકે પોતાના ધ્યેય માટે વિધેયાત્મક કલાકારની દૃષ્ટિનું ઘડીભર પણ વિસ્મરણ કર્યું નથી. સર્વોત્તમ, સર્વપ્રિય, સર્વમાન્ય ધાર્મિક વ્યક્તિત્વના ધારક, જૈનસમાજમાં સંસ્કૃત ભાષાના સમુદ્ધારક, શ્રી યશોવિજયજી સંસ્કૃત પાઠશાળાના કુલપતિ સંસ્થાપક વગેરે શ્રી ગુરુદેવના સ્વરૂપો ગ્રંથકારની ઓજસ્વી અને આકર્ષક ભાષાશૈલીમાં દૃષ્ટિગોચર થાય છે.

ભાવનગર રાજ્યના એક રસાળ અને અગ્રગણ્ય ગણાતા મહુવા પરગણાનું મુખ્ય શહેર જૈન સંસ્કૃતિના આ મહાન જ્યોતિર્ધરનું જન્મસ્થાન છે. તેથી તેઓ-શ્રીની દિગંતવ્યાપ્ત કીર્તિ અને જગતઇતિહાસને પાને સુવર્ણાક્ષરનું મૂલ્યાંકન ભાવનગર રાજ્યને ગૌરવા-ન્વિત બનાવે છે, ત્યાંના પ્રજાજનના સમૂહને હર્ષિત અને મગરૂર કરે છે અને આ ભવ્ય માનની ભાગીદારીનો પ્રોત્સાહક અનુભવ પોતાનો જ ન હોય એવી લાગણી સૌ કોઈ વ્યક્તિને પ્રેરે છે.

કુદરતની રમણીયતા મહુવાનુ પ્રધાન લક્ષણ છે. તેની આસપાસના સૌંદર્ય અને મનોહરતા માણસનુ ધ્યાન ખેચે છે ચોતરફની હરિયાળી જમીન, આબાવાડીઓ, ફળદ્રૂપ કદલીના વનો, સુગધ અને સુરગથી સુરમ્ય પુષ્પો અને કુસુમો, કૂવાના કોશે। અને ત્યાથી નીકળતા કીચુડ કીચુડ કરતા રવો, સારથિયોના ઘેરા નાદથી ગવાતા દુહાઓના રણકાર અને તેના પ્રત્યુત્તરોની રમઝટ, પ્લાન્ટેશનની ગગનચુબી નાળિયેરીઓ, નાના મોટા વૃક્ષો, સ્થળે સ્થળે આલિગન કરતી ઉન્નત વલ્લીઓ, ખુલ્લા અને ગીચ પ્રદેશો, આતરબહિરની વાંકીચૂકી વીથિઓ, કૃષિના નૂતન પ્રયોગો દર્શાવતા નાનામોટા ખડકો અને સુદર બગીચાઓ, લીલા ઘાસની જાજમો, નાનાવિધ પક્ષીઓના કૂજન, કોકિલાનો મજુલ ટહુકારો, ભવાની માતાનુ મદિર, સાગરની ચિરસ્થાયી અભિનવતા અને ચચલતા, પાસેના ઝીણી રેતીના ઢગો અને ટેકરીઓ, પવનનો સૂસવાટ અને નિર્બધ આવેગ, ઊડતા રેતીના કણોનો એક સરખો ધસારો આવા આવા ઘણા આનદના સ્થાનથી મહુવા વ્યાવૃત્ત છે નદનવનની પ્રફુલ્લિત ઉલ્લાસની છોળોનો અનુભવ કરાવે છે અટનાસક્ત દરેક વિદ્યાર્થી કુદરતના ચમત્કારમા લીન થાય છે અને શાળાના શિક્ષણ કરતા કુદરતના સૌંદર્યનુ પાન ઉચ્ચ કક્ષાનુ ગણી અભ્યાસમા પોતાને પછાત રાખે છે પૂર્વાશ્રમના મૂળચદની પણ આ જ દશા થઇ તેમને નિશા-

બેથી ઉઠાડી લેવામાં આવ્યા. વ્યાપારના જ્ઞાન માટે દુકાને બેસાડવામાં આવતાં સટ્ટાના દોરમાં તેઓ તણાયા. દુકાનની સંપત્તિ નષ્ટ થઈ. માતાપિતાના ઉપાલંભથી ત્રાસી તેઓએ એકાએક ભાવનગર તરફ પ્રયાણ કર્યું. કાળના ગર્ભમાં શું ભવિષ્ય હશે, તે તો માત્ર અગમ્ય જ હતું.

મહુવાની કુદરતની કમનીયતા અને ચારુતાનો ઉલ્લેખ ગુરુદેવશ્રીના સંભાષણોમાં વખતોવખત કરવામાં આવતો હતો.

ભાવનગરમાં આગમન થયું તે અરસામાં સ્વ૦ શાન્તમૂર્ત્તિ શ્રી વૃદ્ધિચંદ્ર મહારાજ વ્યાખ્યાનો આપતાં હતાં. દૂર બેસી શ્રી મૂળચંદ્ર એકાગ્રચિત્તે તે સાંભળતા હતા. આ ભાષણોની ઊંડી અસર તેઓના હૃદય ઉપર પડી. સંસારની આફતો અને મૂંઝવણોથી જેનું અંતઃકરણ કમ્પી ઊઠ્યું હતું તેને સાધુ થવાના વિચારો આવવા લાગ્યા. શ્રી વૃદ્ધિચંદ્ર મહારાજનો તેમણે આશ્રય લીધો અને તન-મનથી તેઓની શુશ્રૂષા કરવા માંડ્યા.

સુખ અને દુઃખ, લાભ અને હાનિ, ભરતી અને ઓટ, ચડતી અને પડતી એ સંસારચક્રનાં સૂત્ર છે. આ દ્વન્દ્વ અને ક્લેશ સંસારસંગ્રામની ચિરંતન નીતિ છે. પ્રકૃતિની પ્રેરણાથી, જગન્નિયંતાના સૃષ્ટિવિધાનથી સારા અને નરસાનું સંઘર્ષણ સંસારક્ષેત્રમાં આવશ્યક છે. સંકટની વિષમાવસ્થામાં મનુષ્યની પ્રવૃત્તિ સંકુચિત થાય છે, ચાંચલ્યનો ધ્વંસ થાય છે, બુદ્ધિ, અંતઃસ્થિત શક્તિનો

વિશ્રામ ગુમાવે છે, પ્રગાઢ તિમિરમા પ્રકાશપ્રાપ્તિ માટે વ્યાકુલતા દર્શાવે છે, ચિન્તાનુ વિશ્રામસ્થાન શોધે છે અને દુ ખના દિલાસા માટે વલખા મારે છે

આવી સક્ષુબ્ધ માનસિક બારીક સ્થિતિમા, પ્રેમાળ અને જ્ઞાની ગુરુશ્રી વૃદ્ધિચ દ્ર મહારાજ પાસે જ્યારે મૂળચદ્રે દીક્ષાની માગણી કરી ત્યારે તેમના માતાપિતાની અનુમતિ મેળવવા માટે મૂળચદ્રને સમજાવવામા આવ્યા. તેઓ મહુવા પાછા ગયા ઘણા પ્રયાસો પછી પરવાનગી મેળવવામા ફ્નેહમદ થયા શ્રી વૃદ્ધિચદ્ર મહારાજ પાસે ફરીથી આવ્યા અને પૂર્ણ વિનયથી પોતાની માગણી રજૂ કરી

ગુરુશ્રી વૃદ્ધિચદ્ર મહારાજની સેવામા તેઓ પોતાનો વખત ગાળવા લાગ્યા અવિશ્રાત શુશ્રૂષા અને વિરલ આત્માર્પણદ્વારા શ્રી મૂળચદ્ર ગુરુશ્રીનો અનુગ્રહ મેળવવા ભાગ્યશાળી થયા

સભ્રમ અને વિભ્રમને હીચોળે ઝોલા ખાતા મનને શિષ્યત્વના સપૂર્ણ લક્ષણોની પ્રાપ્તિ થઇ સસારના કોલાહલ અને પ્રલોભનથી દૂર રહી, પ્રાકૃતિક વાસનાઓનો સયમ સાધી, બધનોની જજીર તોડી નાખી તેમના અન્તરાત્માનો આર્ત્તનાદ બહાર નીકળ્યો

शिष्यस्तेऽहं शाधि मा त्वा प्रपन्नम्

વ્યથિત હૃદયે પથદર્શનની અતિ નમ્ર વિનતિ શ્રી

વૃદ્ધિચંદ્રજી મહારાજના ચરણકમલમાં સાદર કરી. પ્રેમાળ ગુરુશ્રીની અનુકૃપા વૃદ્ધિંગત થઇ અને મૂળચંદ્રને દીક્ષા આપવાનું નક્કી કરવામાં આવ્યું. એવું સહેજ અનુમાન થાય છે કે આ સમર્થ જ્ઞાની ગુરુશ્રીએ શાસ્ત્રવિહિત "ચાક્ષુષી" દીક્ષા આપી હોવી જોઇએ. પોતાની અહંતા અને મમતાનું સમર્પણ કરવા તૈયાર થયેલ શ્રી મૂળચંદ્રની ઉત્કટ ઇચ્છા, તેના હૃદયના અંતસ્તલમાં રહેલ ઉગ્ર જવાલા, જિજ્ઞાસા અને મુમુક્ષાનું નિરીક્ષણ કરી પોતાના જ્ઞાનનો પ્રવાહ ચક્ષુદ્વારા બહાર કાઢી, પોતાની આંખનું તેજ શિષ્યની ચક્ષુમાંથી તેના હૃદયમાં રેડી, હૃદયને નિર્મળ બનાવી, તે જ્ઞાનની પ્રભાથી શિષ્યના હૃદયને તેમણે પ્રદિપ્ત કર્યું. હૃદયવિશુદ્ધિ એ જ જ્ઞાનનું સોપાન છે અને જ્ઞાનદર્શન એ જ આત્માના ઊર્જિત ઓજસનું સ્મરણ. ગુરુ શિષ્ય ને સમયનો પરસ્પર સંબંધ કોઇ અલૌકિક પ્રકારનો દૈવી હોય છે. એક તરફ ગુરુની કૃપા અને બીજી બાજુ શિષ્યની શ્રદ્ધા, ગુરુનું આત્મદાન અને શિષ્યનું સર્વસ્વ સમર્પણ, ગુરુનાં જ્ઞાન, શક્તિ અને સિદ્ધિનાં સિંચન અને શિષ્યના અજ્ઞાન, દારિદ્રય અને પાપપુંજનો ક્ષય. આત્માના તાદાત્મ્યને વ્યક્ત કરનાર, સર્વ દોષોનું હરણ કરનાર, પાપપરંપરાનો ધ્વંસ કરનાર ચાક્ષુષી દીક્ષા આપનાર હોઇ શકે.

આ પ્રકારનો ભાગ્ય-વિવર્ત અતિ ચમત્કારી નીવડ્યો. સ્વચ્છંદ સટ્ટાખોરનું પરિવર્તન સમદર્શી સંતમાં

પરિણુત થયુ દીક્ષિત શિષ્યમા નવુ અણધાર્યું સામર્થ્ય પ્રકટયુ ઉચ્ચતર વૃત્તિઓ ઉત્પન્ન થતા અત કરણુ અને બુદ્ધિમા પ્રબોધ ચદ્રોદય થયો. વૈરાગ્યને પરિણામે બોધ, એષણાના ત્યાગથી પાર્થિવ સુખોનો અનાદર ઉદ્ભવ્યો, અત કરણમા નિર્મળતા દ્દઢીભૂત થઇ પવિત્ર જીવન–પારમાર્થિક જીવનની કૃતાર્થતા સમજાવા લાગી શાન્તિ, ઉપરતિ, અખૂટ ધૈર્ય વગેરે ગુણોનો આવિર્ભાવ થયો પોતાના ખરા સ્વરૂપનુ ભાન થયુ સસ્કૃત ભાષા, જૈન આગમ, જૈન સાહિત્ય, પાલી, માગધી અને પ્રાકૃત ભાષામા શ્રી ધર્મવિજય મહારાજે ધીમે ધીમે પ્રગતિ કરી અને છેવટે તેમા નૈપુણ્ય મેળવ્યુ જૂદા જૂદા બારીક પ્રશ્નો અને સિદ્ધાતોના પક્ષવિપક્ષનુ અન્વેષણ કરી મૂળ સિદ્ધાતોની સહજોપલબ્ધિ કરી વકતૃત્વશક્તિનો વિકાસ કર્યો અને મહારાજ શ્રી વૃદ્ધિચદ્રજીના સ્વર્ગવાસ પછી તેમના પદાકને અનુસરવા લાગ્યા

મુનિરાજ શ્રી વૃદ્ધિચદ્રજીની ભવિષ્યવાણી સાચી પાડવાના પ્રથમ સોપાન તરીકે સસ્કૃત ભાષાના શિક્ષણ માટે તેઓશ્રીએ ભગીરથ પ્રયત્નો આદર્યા સસ્કૃતના નિષ્ણાત વિદ્વાનોના કેન્દ્રસ્થાન કાશીક્ષેત્રમા, પોતાના વિદ્યાર્થીઓના વૃન્દ સાથે જઇ શ્રી યશોવિજય પાઠશાળા સ્થાપિત કરી આ વિદ્યાલયના સચાલક તરીકેની ફરજો અતિ દુર્ઘટ અને શ્રમસાધ્ય હતી

તેના નિર્વાહની સામગ્રી માટે જહેમત સહન કરવી પડતી. જૈનોદ્ધારા ચાલતી આ સંસ્થા કાશી જેવા રૂઢિચુસ્ત ક્ષેત્રમાં એક નૂતન પ્રકારનો પ્રયોગ હતો. જૈન સંસ્કૃતિ સામેના વૈમનસ્યની સાથે ઝઝુમવાનું હતું. ઉદ્દામ સ્થિતિરક્ષક સંસ્કૃતના શાસ્ત્રીઓ અને બ્રાહ્મણ ધર્માંધ અધ્યાપકોનો અણગમો વ્હોરી લઈ આ નવીન શાળાને પ્રગતિને પંથે ચડાવવા સતત પ્રયાસો ચાલુ રાખવા પડ્યા હતા.

વિવિધ ભૂમિકાનું અતિક્રમણ કરી, અંધપરંપરાથી બંધાઈ ગયેલા મતોનું જોર નિર્બળ કરી, ઘણી મુશ્કેલીઓમાંથી ગુરુદેવને પસાર થવું પડ્યું હતું. આ સઘળી વિટંબણા તેઓશ્રીના દિવ્ય આત્માને માત્ર ક્ષુલ્લક જણાતી હતી. ઉત્સાહ અને આત્મીયતા સાથે આ સંસ્થાનો વિકાસ કરવામાં આવ્યો. પહેલાના જૂના ખંડિયેરને બદલે શાળાની સગવડ ખાતર મોટી આલીશાન ઈમારત ખરીદ કરવામાં આવી અને શાળાદ્વારા જૈન સંસ્કૃતિની ભાવનાનું પુનર્જીવન કરવાની ઉચ્ચ અભિલાષાની ઝાંખી ક્ષિતિજ ઉપર ડોકિયાં કરવા મંડી. જૈન સભ્યતાના ઉત્તમ અને જીવંત આશયો અને આદેશો વિદ્યાર્થીજીવનમાં વણાઈ જાય તેને માટે અહર્નિશ કાળજી રાખવામાં આવતી અને તેના શાસ્ત્રોના વિધિ–નિષેધ તરફ સંપૂર્ણ લક્ષ અપાતું. તપ, વિરક્તિ અને સાદા જીવન માટે પ્રસંગોપાત આખ્યાયિકાઓ અને રૂપકોના સાધ-

નથી ઉપદેશ આપવામા આવતો આ તરુણોની મહાકાક્ષા ઉદ્દીપ્ત કરવા લક્ષ્યવેધી દૃષ્ટાતો અને વિનોદયુક્ત વાર્તાઓ મારફત પ્રવચનો થતા પ્રતિદિન શિસ્તપાલનવૃત્તિમા સયમ, તપ, સદ્ગુણ, ધાર્મિકતા વગેરેનુ પ્રસ્ફોટન વિદ્યાર્થી માટે આવશ્યક છે એમ ભાર મૂકી કહેવામા આવતુ શાળાના નિયમનમા ગુરુદેવના સ્નેહ અને સખ્તાઈનો અપૂર્વ સયોગ હતો પોતાના ઉચ્ચાગ્રહો અને ઉન્નત વિચારો વિદ્યાર્થીઓના વર્તનમા કેવી રીતે પ્રતિફલિત કરી શકાય, પોતાના ઉત્કૃષ્ટ સૂત્રો તેમના કાર્યમા કેમ પ્રતિબિંબિત થાય એ જ કર્તવ્ય વિચારમા તેઓશ્રી હમેશ પ્રવૃત્ત રહેતા શાળાની કાર્યવાહીમા સત્ત્વસશુદ્ધિ, ધર્માસ્થાનુ સામર્થ્ય, ધાર્મિક ક્રિયા અને ધર્મવૃત્તિનુ મહત્ત્વ, સાધુતા, સત્ય ભાવના અને સત્યાચરણ મુખ્ય લક્ષણો હતા આ મહાન કાર્ય માટે ઉત્સાહી કાર્યકર્તાઓ અને લક્ષ્મીપતિઓની મદદ તેઓશ્રીના પ્રભાવશાળી જીવનને મળી રહેતી.

વખતના વહન સાથે તેઓશ્રીની પ્રબળ આસ્થાથી, સરળ અને તપસ્વી જીવનથી, માર્દવ અને અનુકરણીય વર્તનથી, નિરભિમાન મતભેદસહિષ્ણુતાથી કાશીના પ્રખર શાસ્ત્રવિદો અને સસ્કૃત ભાષાના વિખ્યાત અધ્યાપકોનુ ધ્યાન શ્રી યશોવિજય પાઠશાળા તરફ ખેચાણુ અને પરીક્ષાના વાર્ષિક પ્રમાણપત્રો એક

વખતના પ્રતિસ્પર્ધીઓને હાથે આપવાનું શરૂ થયું. રાજા-મહારાજાઓના ગુરુદેવ માનનીય અતિથિ થયા અને સંપૂર્ણ આદરસત્કારથી તેઓશ્રીને દરેક સંસ્થાઓ તરફથી નિમંત્રણો મળવા લાગ્યાં.

અલાહાબાદમાં નિમંત્રેલ સનાતન ધર્મ મહાસભા માટે ગુરુદેવને આમંત્રણ મળ્યું. એ પરિષદમાં પાક્ષિક અસ્મિતાનું જોર વધી ગયું. જૂદા જૂદા મંતવ્યોનું ઘર્ષણ થતાં સભામાં અસ્તવ્યસ્તતાનાં પૂર વહ્યાં અને સભામાં ભંગાણ પડશે એમ દરેક ક્ષણે દેખાવા લાગ્યું. ઘણી વ્યક્તિઓના પ્રયાસ નિયમિતતા લાવવામાં નિષ્ફળ નીવડ્યા. છેવટે પીતવસ્ત્રનો સ્વાંગ સજેલ શાન્તમૂર્તિ ગુરુદેવ વ્યાસપીઠ ઉપર આવ્યા અને લાંબા વખત સુધી ભાષણ આપી શ્રોતાજનોનાં મન હરી લીધાં. સભામાં શાન્તિ પથરાઇ અને "આગળ ચલાવો, આગળ ચલાવો,"ના ઘોષ ચારે દિશામાંથી પ્રતિધ્વનિ કરવા લાગ્યા. ધર્મના સામાન્ય સિદ્ધાંતો અનુપમ વિદ્વત્તા અને મનોહર દૃષ્ટાંતોદ્વારા તેઓશ્રીએ પોતાની માધુર્ય, ઓજસ્ અને પ્રસાદવાળી વાણીમાં પ્રદર્શિત કર્યા. આ સંસ્કારસમૃદ્ધિની છાપ દરભંગાનરેશ પર પડી અને તે જ દિવસથી ગુરુદેવ તેઓના આપ્તજન તરીકે લેખાયા. મહિમાવાન કાશીના કર્મવીરે પોતાના સાધુજીવનને દીપ્તીમંત કર્યું.

સ્તુતિ, નિંદાને સમતોલ ગણનાર આ મહાન્ વ્યક્તિ પણ જૈનોના એક વર્ગના કટાક્ષથી દૂર રહી શકી નહિ.

પ્રસિદ્ધિ પામેલ શાળાની અવગણના થવા લાગી વિષાદની આતરજ્વાલા પ્રકટ થવા છતા પ્રશાત મને ગુરુમહારાજશ્રીએ સહન કર્યું અને થોડા સમય માટે પોતાની આ વહાલી શાળામાથી વિદાય લેવાનુ તેઓશ્રીને ઉચિત જણાયુ તીર્થંકર મહાવીરસ્વામીશ્રીની જન્મભૂમિની યાત્રા માટે મગધ તરફ પ્રયાણ શરૂ કર્યું અજાણ્યા પ્રદેશોમા અજ્ઞાત જગ્યાએથી પસાર થતા વિહારમા ઘણી વિપત્તિઓ તેઓશ્રીએ તથા તેઓશ્રીની સાથે નીકળેલ યાત્રીઓએ સહન કરી રાત્રિના નિવાસસ્થાનમા રમુજી ટુચકાઓથી અને સુદર વિશ્રભાલાપથી તેઓશ્રી બધાનુ ચિત્ત આકર્ષતા અને થાક ઉતારી વિશ્રાતિ આપતા હતા સ્થળે સ્થળે જૈનધર્મના મૂળભૂત સિદ્ધાતોના વ્યાખ્યાન આપી જનસમાજને તૃપ્ત કરતા કલકત્તામાં અહિંસાના તત્ત્વનુ એવી છટાથી તેઓશ્રીએ પ્રતિપાદન કરેલ કે પ્રસિદ્ધ મહામહોપાધ્યાય સતીશચદ્ર વિદ્યાભૂષણ શાસ્ત્રીએ અભક્ષ્યનુ ભક્ષણ નહિ કરવા ઇચ્છા દર્શાવેલ અને બીજી વખતના એ જ વિષયનુ વિશદીકરણ સાભળી અભક્ષ્યનુ ગ્રહણ નહિ કરવા પ્રતિજ્ઞા કરી હતી.

વિહાર કરી કાશી પાછા આવતા તેઓનુ અતિ આદરપૂર્વક પડિતોએ, શાસ્ત્રવિદોએ સ્વાગત કર્યું અને કાશીનરેશના નેતૃત્વ નીચે મોટો સમારભ આદરી તેઓશ્રીને "શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય" ની પદવી આપી મુનિરાજશ્રી ધર્મવિજય સ્રી તે દિવસથી શ્રી વિજય ધર્મસૂરિજીની સજ્ઞાથી પ્રસિદ્ધિ પામ્યા.

ત્યારબાદ વાયવ્ય પ્રાંત અને રજપૂતાનામાં તેઓશ્રીએ વિહાર કર્યો. ઠેકઠેકાણે અહિંસાના પ્રતીક તરીકે રુગ્ણાલયો અને પશુશાળાઓ સ્થાપી, જૈન સાહિત્યનાં પ્રચાર માટે ગ્રંથાલયો અને પાઠશાળાઓ બંધાવી, જૈન સંસ્થાઓનો જીર્ણોદ્ધાર કર્યો, જૈનોના પુરાણા પુસ્તકભંડારો ખોલાવ્યા અને તેની હસ્તલિખિત પ્રતો હસ્તગત કરી શ્રી યશોવિજયજી ગ્રંથમાળામાં પ્રકાશન કરવાનો પ્રબંધ કર્યો. શિલાલેખો અને જૂના ઐતિહાસિક વૃત્તાંતો શોધી પ્રકટ કર્યાં અને સમૃદ્ધ જૈન સંસ્કૃતિને જનસમૂહ પાસે મૂકવાની યોજના ઘડી તે તંત્રને ગતિમાં મૂક્યું.

આ વર્ષો દરમિયાન વૈજ્ઞાનિક દૃષ્ટિએ અન્વેષણ અને સંશોધનનું કાર્ય ચાલુ રાખ્યું. પાશ્ચાત્ય દેશના તત્ત્વચિંતકો કે જેઓ જૈન અને બૌદ્ધધર્મના અભ્યાસકો હતા તેઓની સાથે સંપર્કમાં આવ્યા અને પત્રોદ્વારા તેઓનો પરિચય વૃદ્ધિંગત થયો. ધર્મ, સાહિત્ય અને શાસ્ત્રો તરફ તેઓશ્રીને એટલી બધી અભિરુચિ હતી કે તેમના સંશોધન, પ્રકાશન અને સ્પષ્ટીકરણ માટે તેઓશ્રી અથાક શ્રમ લેતા હતા. શારીરિક સ્વાસ્થ્યને ગૌણ લેખતા. પાશ્ચાત્ય વિદ્વાનોના પત્રોમાં વધારો થયો અને ગમે તેવી આરોગ્યની સ્થિતિ હોય તો પણ આવેલ પ્રશ્નાવળીના જવાબો આપવામાં તેઓશ્રી હંમેશાં તત્પર રહેતા. તાર્કિક યુક્તિપ્રયુક્તિ, નિરૂપણા-

ત્મક વિવેચન, નિગમનાત્મક અને આગમનાત્મક દૃષ્ટિ, સ્વમતાગ્રહનો ત્યાગ, મતમતાતરની તિતિક્ષા એ વિશિષ્ટ ગુણોએ પાશ્ચાત્ય પડિતોને મન્ત્રમુગ્ધ કર્યા અને તેમનામાના ઘણાખરા ગુરુદેવને પોતાના માર્ગોપદશેક તરીકે ગણવા મડ્યા "ગુરુદેવ" તરીકે સબોધી ઘણા પ્રખર શાસ્ત્રજ્ઞોએ તો પોતાના અભ્યાસ માટે રૂપરેખાની માગણી પણ કરી તેઓશ્રીની ખ્યાતિમા વધારો થયો અને પાશ્ચાત્ય ઘણા દેશોની વિદ્વન્મડળની ઉચ્ચ માનનીય પદવી મેળવવાના પ્રસગો પ્રાપ્ત થયા. તેઓશ્રીનો કીર્તિધ્વજ જગેજગ ફરકવા લાગ્યો

મૃત્યુ અગાઉ થોડા દિવસો પહેલા ડો સીલ્વન લેવી દર્શન માટે શિવપુરી ગયેલ દાક્તરોની ના હોવા છતાં ગુરુદેવે અતિથિનો સત્કાર કર્યો અને સરલ સચોટ ભાષામા સ્યાદ્વાદના સિદ્ધાતનુ પ્રતિપાદન કર્યું, પરિણામે ડો સીલ્વન લેવીએ જાહેર કરેલ કે પોતે મળેલ ઘણી-ખરી વ્યક્તિમા શ્રી વિજયધર્મસૂરિજી શાસ્ત્રવિદોના શિરોમણિ કહી શકાય

થોડા વખત પછી ભાદ્ર શુકલપક્ષની ચૌદશની પ્રભાતમા શ્રી વિજયધર્મસૂરિજીએ આ નશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગારોહણ કર્યું ભારતભૂમિની આ અનુપમ વ્યક્તિના અવસાનથી ચારે તરફ અસીમ ગ્લાનિ છવાઇ રહી અને પાશ્ચાત્ય સશોધકો અને તત્ત્વચિતકોના

અશ્રુ સારતાં દિલાસાપત્રો અને મૃત્યુનોંધના ટૂંક લેખો પ્રાપ્ત થયા.

ઉત્કૃષ્ટ વિચારોને અનુરૂપ આચારની યોજના કરતાં સામાન્ય રીતે વિલંબ લાગે છે. પરંતુ પૂજ્યપાદ ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિએ પોતાની જીવનયાત્રા પૂર્ણપણે સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રની 'રત્નત્રયી'ને સંક્રાંત કરી સર્વજનોના મન ઉપર પોતાની વિશેષ મુદ્રા પાડી છે. તેઓશ્રીનું જીવન કવિશ્રી ટેનીસનની પંક્તિઓમાં સંપૂર્ણ રીતે આલેખાયેલ છે:

"Beauty, Good and Knowledge are three sisters;
That doat upon each other, friends to man,
Living together under the same roof,
And never can be sunder'd without tears.
And he that shuts Love out, in turn shall be shut from Love........"

'આચાર્ય' શબ્દનું તાત્ત્વિક રહસ્ય સમજી, જૈન શાસ્ત્રમાં પ્રતિપાદિત વિધિ-નિષેધને પોતાના જીવનમાં ગુરુદેવ નિયોજતા એટલું જ નહિ પણ પોતાના લક્ષ્યબિન્દુ તરીકે તેને ગણી પોતાના શિષ્યવૃન્દમાં પણ તેનું અનુસરણ કરાવતા. ક્રિયાકાંડના આશયને આત્માની અંદર પચાવવા તેઓશ્રી પરમ ઉત્સાહ ધરાવતા હતા. તેનું પરિપાલન કરાવવામાં પોતાની કર્તવ્યબુદ્ધિનો વ્યવસ્થિત રીતે ઉપયોગ કરતા. ઉમદા વિચારોનું સેવન અને તેવા

વર્તનની સાધુતા એને પોતાનો મુદ્રાલેખ ગણતા. મહાપુરુષ હમેશા મનીષી અને કર્મી હોય છે તેમની મહત્તા ભૌતિક, બૌદ્ધિક અને આધ્યાત્મિક હોય છે બૌદ્ધિક મહત્તા ભૌતિક કરતા શ્રેષ્ઠ છે અને બૌદ્ધિક મહત્તા પાછળ આધ્યાત્મિક મહત્તાની પૃષ્ઠભૂમિ રહે છે દૈવી સપત્તિ હમેશા આદરણીય અને પૂજનીય હોય છે.

વીર પૂજાનો મહાન્ આચાર્ય કારલાઇલ મહત્ત્વની મીમાસા કરતા કેટલાક ગુણોની ગણના મહાપુરુષના ચારિત્રમા કરાવે છે હૃદયવિશુદ્ધિ, ઊડી અકૃત્રિમ વિશુદ્ધિ એ વીરપુરુષનુ પ્રધાન લક્ષણ હોય છે રાય અને રક, નાના અથવા મોટા, શિક્ષિત અથવા અશિક્ષિત દરેક મનુષ્યને આ દુનિયાની રગભૂમિ ઉપર અમુક ભાગ ભજવવો પડે છે અ વિધાનની રચના માટે અમુક જાતની તકેદારી એ સર્વ સામાન્ય લક્ષણ છે વ્યવહાર અને પરમાર્થમા જૂદા જૂદા સ્વાગો આપણે ધરીએ છીએ થોડાઘણા આત્મ-નિરીક્ષણને પરિણામે આપણો ધારણ કરેલો સ્વાગ સ્વાભાવિક હમેશને માટે હોતો નથી એમ પણ નિર્વિવાદ રીતે સ્પષ્ટ થાય છે વાસ્તવિકતાથી, ગમે તેટલા થોડા અશે, આપણે દૂર રહીએ છીએ જનસમાજમા આ સહજ વર્તનથી ઊલટુ વીરતાની કક્ષામા મૂકેલ આપણી વ્યક્તિમા આપણે અનુભવીએ છીએ વિચાર અને આચારની સુસગતિ એ મહાપુરુષના ચારિત્રનુ આકર્ષક ચિહ્ન છે. આ પ્રકારની અનુરૂપતા તેઓના વ્યક્તિત્વને સમ્માનિત

કરે છે. વિચાર અને વર્તનની તાદાત્મ્યતા સામાન્ય મનુષ્યનું આકસ્મિક ચિહ્ન છે પણ સદોદિત અનુરૂપતા તો મહાન્ વિભૂતિઓનું જ સંસ્કારપ્રેરક લક્ષણ હોય છે. જાણે અજાણે પોતાના સદ્ગુણના અસ્ખલિત પ્રવાહમાંથી તેઓ ચ્યુત થતા નથી.

સંસારના વાતાવરણમાં, સભ્યતા જાળવવાની ખાતર, હૃદયના ઊંડા ઉદ્ગારો ઉપર આપણે સંયમ રાખવો પડે છે, જયારે આ મહાનુભાવો વગર સંકોચે, પરિણામની દરકાર કર્યા સિવાય પોતાની ઊંડી ઊર્મિઓને ખાળી શકતા નથી. સ્વર્ગસ્થ આચાર્ય શ્રીવિજયધર્મસૂરિની દેવદ્રવ્ય વિષેની ચર્ચા આ હકીકતને પુષ્ટિ આપે છે,

મહત્તાનું બીજું અંગ તે મહાપુરુષની મૌલિક અપૂર્વતા સૂચક છે. ઉપસ્થિત થતા બનાવોના ગર્ભમાં રહેલ તાત્વિક રહસ્યને સાધારણ વ્યક્તિ જોઇ શકતો નથી તે મહાપુરુષ પોતાની નિસર્ગશકિતથી દૃષ્ટિગોચર કરે છે, પરિચિત હકીકતોમાં પણ દૈવીચમત્કૃતિનું દર્શન કરે છે. ગુરુદેવને, સંસારત્યાગમાં ભવિષ્યનો ઉદય જણાતો હતો. પોતાના પરમ ઇષ્ટને પહોંચવાનું પગથિયું અંતઃપ્રેરણાથી જાણ્યું હશે.

અજબ પ્રકારની આકર્ષક શક્તિ મહાપુરુષમાં અનિવાર્ય તત્ત્વ છે. આંતરજીવનના સત્યોનું રહસ્ય સમજનાર જગતને પોતાના લોહચુંબક સ્પર્શવડે સૌંદર્યમય અને પવિત્ર બનાવે છે. ક્રિયા અને જ્ઞાનની ઉચ્ચ શ્રેણી

ઉપ૦ હોવા છતા પોતાની સેવા અને શુશ્રૂષાનો વૃત્તિ દ્વારા, બીજાઓમા તે જ્યોત પ્રકટાવી વિશ્વવ્યાપક બધુ ભાવના પ્રચાર માટે તે હમેશા કટિબદ્ધ રહેશે ગુરુદેવનો વસુધૈવ કુટુમ્બકમ્‌નો સિદ્ધાત જગજાહેર છે તેઓશ્રીના ઉત્કટ વાત્સલ્ય, દર્દભરી અનુકપા, વિચારવિપુલતા અને વિચારપ્રેરકતા તેના આનુષગિક અગો છે

સત્યનિષ્ઠા ,બુદ્ધિમત્તા, તેજસ્વિતા, યોગનિષ્ઠા, કોમળતા, પવિત્રતા તેઓશ્રીની અપ્રતિમ શક્તિઓના દૈવી અશો હતા દયા, દાન અને ધર્મ, તપ અને સયમ આ સમર્થ ગુણોના સમ્પૂર્તિરૂપ અવયવો હતાં.

દેદીપ્યમાન અમૂલ્ય હીરાની અનેકવિધ પહેલોમાથી વિવિધ વર્ણની જ્વલત રશ્મિઓ જેમ બહાર પ્રસરે છે અને તેના ચળકતા પ્રકાશથી લોકો અજાઈ જાય છે તેમ સ્વર્ગસ્થ ગુરુદેવશ્રીની જૂદી જૂદી પ્રવૃત્તિઓથી જન-સમાજ આશ્ચર્યચકિત થયેલો ઘણા પડિતો, ધનાઢ્યોના દિલ તેઓશ્રીએ જીતી લીધા હતા તેઓશ્રીના સસ્મિત વદન અને પ્રોત્સાહક શબ્દોથી બીજાઓમા આશ્વાસનનાં અમૃતસિચન થયેલ પીડિતો અને દરિદ્રીઓને પોતાના આર્દ્ર અને દ્રવીભૂત હૃદયથી વિશ્રાતિ આપેલ—નિરા-શ્રિતોને આશ્રય આપેલ અને અપાવેલ વિદ્યાના ઉત્સુ-કોને જ્ઞાનદાન આપી, સતત મદદ અપાવી સસારના સુખમય જીવનનો અનુભવ તે પાઠકગણોને કરાવેલ. પોતાના પ્રમાણભૂત મતવ્યોને વિનીત ભાષામા પ્રદર્શિત

કરી પ્રચલિત જમાનાના કુરિવાજોને તિલાંજલિ આપવા આગ્રહ ધરાવતા અને યુગને બંધબેસતા સન્માર્ગ તરફ સમાજને દોરવા પોતાના અપ્રતિહત આત્મબળનું સામર્થ્ય વાપરતા.

સંસારી જનોથી તદ્દન અલિપ્ત, સમાજસેવી આ નિષ્ઠાવાન ઋષિવર જૈન સમાજના સ્પૃહણીય કીર્તિસ્તંભ, જૈન સાહિત્ય, તત્ત્વજ્ઞાન અને ઇતિહાસના સમર્થ અન્વેષક અને બલિષ્ઠ સમુદ્ધારક, નવયુગપ્રવર્તક, જૈનેતર વ્યક્તિઓના જૈન સંસ્કૃતિના માર્ગદર્શક અને ઉપદેશક, સ્યાદ્વાદ સિદ્ધાંતના સુબોધ વિવેચક, હૃદયવૈભવથી સર્વોદયની વર્ચસ્વી ભાવના ભજનાર અત્યારે અદૃષ્ટ થયેલ છે અને એ દુઃખી સમયે વોલ્ટર સ્કોટની પંક્તિઓ અશ્રુપૂર્ણ હૃદયમાંથી સરી પડે છે—

"Now is the stately column broke,
The beacon light is quenched in smoke;
The trumpets silver sound is still,
The warder is silent on the hill."

ગુરુદેવનો ગુણાનુરાગી

વિઠ્ઠલરાયભાઈ મહિપતરાય મહેતા



# ભૂમિકા

પ્રારભમા જ કહી દઉં સ્વ૦ શ્રી વિજયધર્મસૂરિજીનુ આ જીવનવૃત્તાન્ત નથી જૂદી જૂદી લેખિનીથી એમના જીવનવૃતાત લખાયા અને છપાયા છે બની શકી એટલી જરૂરી વિગતો એમા સમાવવામા આવી છે

આ પુસ્તકમા વિગતો કે હકીકતોને ગૌણ રાખી છે સ્વ૦ સૂરિજીના વ્યક્તિત્વને મે મારી દુર્બળ પીંછીથી, સ્વાનુભવના લગભગ ઊડી ગયેલા —આખા થતા રંગમા બોળીને આલેખવાનો પ્રયત્ન કર્યો છે મે જે ગુરુદેવનો આશ્રય લીધો અને જેની કૃપાદષ્ટિ પામી મારી જાતને સુભાગી માનવા પ્રેરાયો એમની જે જીવનદષ્ટિ, ભાવના, શક્તિ, સ્નેહ-સૌહાર્દ જોયા અને મારાથી સમજાયા તેની થોડી સ્મૃતિઓ આ પુસ્તકમા ઉતારી છે અમુક હકીકત કેમ રહી ગઇ, કે અમુક વસ્તુ કેમ બહુ ટૂકામા પતાવી એ પ્રશ્ન આ પુસ્તક માટે અસ્થાને છે

તો હું ધારું છું કે તેઓ રૂપાંતરે પણ મેં કહ્યું છે તે જ વાત કહે. પ્રસંગો જૂદા હોય, પણ સૂરિજીની મહાનુભાવતા તો એની એ જ રહેવાની.

વર્ષો સુધી આ સ્મરણોને અંતરની મંજૂષામાં પૂરી રાખ્યા—અવકાશે એને બહાર મૂકીશ એવી ભાવના રાખેલી. એક એક સ્મૃતિમાંથી એક એક સુરેખ શબ્દચિત્ર ઉપજાવીશ એવો લોભ પણ ખરો. પરંતુ એ આશા ન ફળી, સૂરિજી સંબંધી સ્મૃતિઓ ઝટપટ લખી નાખવાનો નિશ્ચય કર્યો પરિણામે આ પુસ્તક તૈયાર થયું.

હકીકત સંબંધી એક ભૂલનો પણ અહીં જ ખુલાસો કરી દઉં. પદવીદાન-પ્રકરણના અનુસંધાનમાં મેં લખ્યું છે કે "પાલખી પાઠશાળામાં આવી ત્યારે જ જણાયું કે એમાં કાશીનરેશ નહોતા, નરેશને બદલે એમના યુવરાજ હતા" પણ બનારસ પાઠશાળાના અમારા વડીલ સંગાથી, શ્રી જયંતવિજયજી મહારાજ, જેઓ આવી અનેક ઘટનાઓના સાક્ષી છે તેઓ કહે છે કે એ વખતે કાશીનરેશ આવેલા તે પહેલા પાઠશાળાનો વાર્ષિક ઉત્સવ થએલો તે વખતે કાશીનરેશ, બ્રાહ્મણ પંડિતના આગ્રહથી પાઠશાળામાં આવી શક્યા નહોતા. મતલબ કે એક ઘટના તરીકે એ આખો પ્રસંગ બરાબર છે પ્રારંભમાં કાશીના પંડિતોએ વિરોધ કરેલો, અને વિરોધના પરિણામે કાશીનરેશ પાઠશાળામાં આવી શક્યા નહોતા ઘટના યથાર્થ છે, માત્ર કાળક્રમમાં

થોડો સ્મૃતિદોષ થવા પામ્યો છે. સ્મૃતિમાંથી જ જ્યારે બહુ જૂની ઘટનાઓ તાજી કરવાની હોય ત્યારે આવો વ્યુત્ક્રમ થાય તો તે ક્ષંતવ્ય ગણાવો જોઇએ.

સૂરિજીના જીવન સાથે અમારૂં વિદ્યાર્થીઓનું જીવન એવું વણાઇ ગયું હતું કે એને છૂટું પાડવા જતાં—અંગત પ્રસંગો આવવા ન પામે એવી તકેદારી રાખવા જતાં, ઘણી મહત્વની વિગતો જતી કરવી પડે. એટલે જ મેં આ પુસ્તકમાં નિખાલસભાવે, નિર્દોષભાવે હુંપદને જરા આગળ આણ્યું છે. એ 'હુ' પદ હોય તો પણ સૂરિજીની પુણ્યપ્રભા પડવાથી પવિત્ર બનવું જોઇએ એમ માનુ છું; એટલે એ વિષે ક્ષમા યાચનાની જરૂર નથી.

મુરબ્બી અને શ્રધ્ધેય શ્રીયુત વિઠ્ઠલરાયભાઇ મહિપતરાય મહેતા(નિવૃત્ત, વિદ્યાધિકારી ભાવનગર સ્ટેટ)એ મારી વિનતિનો તત્કાળ સ્વીકાર કરી, આ પુસ્તકની શ્રધ્ધાંજલિ લખી આપી તે બદલ એમનો મારે અહીં આભાર માનવો જોઇએ. એમણે પહેલાં તો લેખક તરીકે 'ગુરૂદેવનો ગુણાનુરાગી' એવું છદ્મનામ રાખેલું, પરંતુ રૂબરૂમાં મળ્યા પછી, ખુલ્લુ નામ આપવામાં એમને વાંધો નથી એમ કહ્યું એટલે મેં અહીં એમનું પ્રકટ નામ રજૂ કર્યું છે. તેઓ સ્વ. ગુરૂદેવના ઠીકઠીક પરિચયમાં આવેલા. પ્રો. મહેતા જેવા એક બહુશ્રુત અને ગુણાનુરાગી વિદ્વાનની લેખિનીનો પ્રસાદ ગુજરાતી વાચકોને મળે એ સૌભાગ્યની વાત છે.

—સુશીલ

# આ મુ ખ

બરાબર પચીસ વર્ષ ઉપરની વાત છે ભાવનગરની એક વિરાટ સભામા સ્વ ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિ મહારાજે જાહેર ભાષણ આપ્યુ દીવાનસાહેબથી લઇને લગભગ તમામ અધિકારીઓ તેમજ તમામ કોમના લોકો સભામા મૌજૂદ હતા ભાષણના અ તે, જૈન કોમના પ્રસિદ્ધ આગેવાન અને જૈનતત્ત્વના ઊ ડા અભ્યાસી શેઠ કુ વરજી આણદજી આભાર માનવા ઊભા થયા એમણે પ્રાર ભમા જ જ્યા કહ્યુ કે– "અમારા ગુરુદેવ ' ત્યા તો સભામાથી જ એક અવાજ ફેકાયો "અમારા નહિ, આપણા કહો"

ભાઇ સુશીલે પોતાની 'ભૂમિકા'મા કહ્યુ છે તેમ, "સૂરિજીના સ્વભાવમાં એવુ ઉભરાતુ ને નીતરતુ સૌહાર્દ ભર્યું હતુ કે કોઇ એમના સ પર્કમા આવે, એને એમજ લાગે કે સૂરિજી માગ પોતાના છે"

એક વખત પરિચયમાં આવ્યા પછી કે એકાદ વખત પણ એમનું પ્રવચન સાંભળ્યા પછી, કોઇ પણ ધર્મના અનુયાયીની, 'ગુરુદેવ, જૈનોના ગુરુદેવ છે' એ ભાવના દૂર થઇ જતી, અને જાણે કે પોતાના જ ગુરુદેવ છે, એમ તે સમજવા લાગતો. એ જ કારણ છે કે આજે અનેક પારસીઓ, મુસલમાનો, અંગ્રેજો, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રો ગુરુદેવ પ્રત્યે પૂજ્યબુદ્ધિ ધરાવે છે. અને તેનું જ એ પ્રમાણ છે કે ગુરુદેવનું ચરિત્ર, ન કેવળ મારા કે ભાઈ સુશીલ જેવા તેમની છત્રછાયામાં રહેનારા અદના શિષ્યોએ જ લખ્યું છે, બલ્કે, પારસી ને મુસલમાન, જર્મન ને ફ્રેંચ, ઇટાલીયન ને અંગ્રેજ, મરાઠી કે બંગાળી–તમામ વિદ્વાનોએ પણ ચરિત્રો લખ્યાં છે. અને તેમણે સૌએ ગુરુદેવને પોતાના ગુરુ તરીકે અંજલી અર્પી છે. એટલે સ્વ૦ ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિ 'અમારા ગુરુદેવ' નહિં, પણ 'આપણા ગુરુદેવ'–'સૌના ગુરુદેવ' હતા, એમ કહીએ તો જરા યે અતિશયોક્તિવાળું ન કહેવાય. છતાં ભાઈ સુશીલે આ પુસ્તકનું નામ 'અમારા ગુરુદેવ' રાખ્યું છે, એ સકારણ છે. અને તે કારણ ભાઇ સુશીલની ભૂમિકામાંથી સ્પષ્ટ તરી આવે છે.

કાશીની શ્રી યશોવિજય પાઠશાળામાં ગુરુદેવની છત્રછાયામાં રહી, અમે ૫–૬ ડઝન વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા, જેમાંના ભાઇ સુશીલ, તે વખતના અમારા વિદ્યાર્થી-મંડળના 'ભીમાકાકા' પણ એક હતા. અમારા વિદ્યાર્થી-

મ ડળની અપેક્ષાએ ભાઇ સુશીલે ગુરુદેવને 'અમાગ ગુરુદેવ' તરીકે ઓળખાવી, આ પુસ્તકનુ નામ પણ એ રાખ્યુ છે

એક ઘટાદાર, શીતલ છાયા આપનાર વૃક્ષ પર સ ખ્યાબ ધ પ ખીઓનુ ટોળુ બેસે, ને થોડી વારે એક પછી એક પોતપોતાનો માર્ગ લે, છેવટે કોઇ સમયે એ વૃક્ષ પણ નેસ્તનાબૂદ થઇ જાય ઠી... ક, એ દશા અમાગ ટોળાની અને અમને આશ્રય આપનાર વૃક્ષની પણ થઇ છે કાશીની અ ગ્રેજી કોઠી શ્રી યશોવિજય પાઠશાળા, એ અમારુ–શીતળછાયા આપનારુ આશ્રય વૃક્ષ હતુ. આજે નથી તે પક્ષીઓનુ ટોળુ, અને નથી તે વૃક્ષનો રખેવાળ–આત્મા

છતા એ પ ખીઓના ટોળાની, એ વૃક્ષની અને એ વૃક્ષના રખેવાળ–આત્માની સ્મૃતિઓ અમર છે ભાઇ સુશીલે, એ સ્મૃતિઓને અક્ષરદેહે ઊભી કરી, ખરેખર પોતાની કૃતજ્ઞતાનો પરિચય કરાવ્યો છે

ભાઇ સુશીલે, ગુરુદેવના આતરજીવનની, સ્વભાવજીવનની જે જે ઘટનાઓના ઉલ્લેખો આ પુસ્તકમા કર્યા છે, એ તો મને લાગે છે કે અતિઅલ્પ છે ગુરુદેવનુ જીવન ખરેખર જ એક અદ્ભુત જીવન હતુ સત્તર વર્ષ સુધી લાગટ ગુરુદેવના પરિચયમા–સેવામા રહેવાથી અને એમના જીવનની પ્રત્યેક ક્રિયાને નિહાળવાથી, હુ જોઇ

શક્યો છું કે એમના જીવનની એકકે એક ચર્યામાં કંઇક ને કંઇક ચમત્કાર, કંઇ ને કંઇ ખૂબી કે કંઇ ને કંઈ વિશેષતા જરૂર હતી.

સંકટ સમયે સાંકળ ખેંચવાની એમની કળા ભલભલાને આંજી દેતી. એમના ઉદાર પ્રવચનોને સાંભળી તમામ ધર્માનુયાયિઓને આકર્ષાતા જોઈ, કોઈ ધર્મઝનૂની વક્તા, આવેશમાં આવી આક્ષેપોની ઝડી વરસાવે અને બીજી ક્ષણે, પાછો તે જ વકતાને, ગુરુદેવના એક અનન્ય ભક્તની માફક સૂરિજીની પ્રશંસાનાં પુષ્પો વરસાવતો જોઇએ, ત્યારે ખરેખર જ સૂરિજીના વ્યક્તિત્વ માટે અપૂર્વ શ્રદ્ધા થાય. ગુરુદેવના અસંખ્ય ઉપકારો નીચે દબાએલું કોઈ પંખીડું, ચાંચ આવ્યા પછી, જ્યારે એ ચાંચનો ઉપયોગ એ જ ઉપકારી ગુરુદેવના શરીરને ડંખો મારવામાં કરતું, ત્યારે ગુરુદેવના હૃદયમાં પેલાની કૃતઘ્નતા ઉપર તિરસ્કારને છૂટવાને બદલે દયાનો ઝરો વહેતો મૂકતાં હું જ્યારે જોતો, ત્યારે ઘડીભર મને એમજ થઇ આવતું કે આવી તે દયા કરાતી હશે ? પોતાની જવાબદારી નહિં હોવા છતાં પણ, ગમે તેવા ને ગમે તેટલા ભોગે, બીજાનું ભલું કરવાની ભાવનાનો સાગર એમના જીવનમાં ઉછળતો જ રહેતો. સાધુ–સંસ્થાનું મહત્ત્વ કાયમ જાળવી રાખવાની એમની તમન્ના, એમના સાધુત્વના એક પ્રતીક સમાન હતી. પોતાની નિખાલસવૃત્તિ, સાચી સાધુતા ને સચ્ચાઇનું જ એ પરિણામ હતું

કે ગમે તેવા ગવર્નરને કે મોટામા મોટા રાજાને મળવામા, અરે રસ્તે ચાલતા પણ એની મુલાકાત લઈ, પોતાની તરફ આકર્ષવામા તેઓ અસાધારણ પાવરધા હતા સમયની પાવદી એ તો એમના જીવનનો એક કડકમા કડક નિયમ હતો કોઇ કોઇ વાર ભલભલા યુરોપીયન ઓફિસરને પણ, સમયના પાલનનો પાઠ પઢાવી દેતા

અમારા ગુરુદેવના આવા અનેક ગુણોની અસખ્ય ઘટનાઓ આજ પણ માગી આખો સામે તરવરી રહી છે આ ઘટનાઓમા અપૂર્વ વિનોદ, આનદ અને શિખામણના સૂત્રો સમાએલા છે

ભાઈ સુશીલે પહેલ કરી છે, તો એ આશા રાખવી અસ્થાને નથી કે ગુરુદેવ કોઈ સમય એવો લાવી આપશે કે જ્યારે આવી અનેક ઘટનાઓ જનતાની સમક્ષ ધરવાનુ સૌભાગ્ય પ્રાપ્ત થશે

અત્યારે તો ભાઇ સુશીલના સ્મરણપથમાથી સરેલાં સ્મરણોથી જ વાચક સતોષ માને એ જ અભિલાષા

**વિદ્યાવિજય**





શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય

શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ

## સૂરિજીનો જીવનમંત્ર

થોડા દિવસ ઉપર દેરાસરમા પૂજા ભણાતી હતી ત્યા એક પક્તિ સઘળા ગાનાગઓના ગળામાં ઘુટાવા લાગી



જીત નીશાન ચઢાવજો રે–
મોહની કરી ચકચૂર ..
વહાલા. ...

ફરી ફરી જોસીલો વેગ પામતી એ કડીએ જાણે કે પચીસેક વર્ષના કાળ–પડદા વીંખી નાખ્યા. અચાનક જ કાશીની અગ્રેજી કોઠી સ્મરણે ચડી ગઈ–બનારસની અગ્રેજી કોઠી એટલે એક વખતે પ્રતિષ્ઠાની પાખ ઉપર ઝૂલતી

શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા અને એ જૈન પાઠશાળા એટલે અમારું–પાઠશાળાના જૂના વિદ્યાર્થીઓનું એક પુનિત તીર્થ.

અંગ્રેજી કોઠીના આલીશાન મકાનના લાંબા–પહોળા ઓટલા ઉપર એક ઝરુખાના આશ્રયે બેસી શ્રી વિજયધર્મસૂરિજી કોઈ કોઈ વાર લહેરમાં આવી જઈને, પોતાની બાલ્યાવસ્થાનું આછું ચિત્ર આલેખતાં એ જ પંક્તિ, પડછંદી છતાં મધુર, ઉલ્લાસભરપૂર છતાં કંઈક વિનોદના સૂરમાં લલકારતાઃ

જીત નીશાન ચઢાવજો હો...રે
મોહની કરી ચકચૂર !

સૂરિજી–ખરું જોતાં તો એ વખતના બાળક જેવા મૂળચંદને એમના કોઈ નજીકના સગા–સ્નેહીએ, દીક્ષા લેતી વખતે એ શબ્દો સંભળાવેલા.

'નીશાન ચડાવજો'–'વિજયના ધ્વજ ફરકાવજો' એ શબ્દો, એમના સગાએ આશીર્વાદના રૂપમાં કહ્યા હોય કે સાંભળેલા શબ્દોની પુનરુક્તિરૂપે કહ્યા હોય : પણ આચાર્યશ્રી વિજયધર્મસૂરિજીના જીવનપ્રવાસમાં એ પંક્તિ જ પાથેયસ્વરૂપ બની ગઈ હોય એમ લાગે છે.

કોઇ પણ ભોગે હાથમાં લીધેલું કામ પાર પાડવું–સઘળા જ સ્વાર્થ અને સુખનું બલિદાન આપીને પણ આદર્શની સિદ્ધિ અર્થે મંડ્યા રહેવું એ ભાવના

એમના જીવનમાં વણાઈ ગઈ હતી એટલે જ તો ઓછામાં ઓછું ભણતર અને ઓછામાં ઓછી લાગવગ ધરાવનારા એમના જેવા એક માણસે માત્ર સાહસ અને દુઃખસહનની મૂડી ઉપર આટલો જબ્બર વ્યાપાર ખેડ્યો બનારસ સુધી પગપાળા જવાની અને પાઠશાળા ઊભી કરવાની અદ્ભૂત હિમ્મત બતાવી.

'જીતના નીશાન' એ જાણે કે એમનો જીવનમંત્ર બની ચૂકયો હતો જીતનું નીશાન કોને કહેવાય એ વિષે મતભેદ હોઈ શકે, પણ એક વાર કાર્યક્ષેત્રમાં ઝૂકયા પછી પાછું પગલું ન ભરવું, આઘુંપાછું જોયા વિના સ્થિર–નિશ્ચલ દૃષ્ટિ રાખીને શ્રદ્ધાના દોર ઉપર આગળ ધપવું અને કીર્તિ કે ફળની બહુ પરવા રાખ્યા વિના ખપી જવું એ જીતના નીશાન ફરકાવવાનો જ એક રાજમાર્ગ છે

સંધ્યાના આથમતા તેજમાં સૂરિજી જ્યારે પ્રસંગોપાત, અંગ્રેજી કોઠીના ઝરુખાની છત નીચે, ચોવિહાર કરતા પહેલા–છેલ્લો પાણીનો પ્યાલો પીતા, એક હાથ સહેજ ઊંચો કરી, અંતરના આવેગ સાથે, ઊંચા સૂરે 'જીત નીશાન ચડાવજો' લલકારતા ત્યારે એમની વૃદ્ધતા દાખવવા મથતી શિરાઓમાં નવું–લાલચોળ લોહી ધસી આવતું. પુણ્યશ્વેત ચહેરા ઉપર સંધ્યાના રક્તરંગી કિરણો જાણે ગુલાલની એક ઝલક ફેંકી જતા જીત નીશાનના સ્મરણોમાંથી નવું બળ અને

નવો ઉલ્લાસ મેળવતા હોય એમ લાગતું. જાણ્યે-અજાણ્યે આશીર્વાદરૂપે ઉચ્ચારાયેલી એ પંક્તિએ સૂરિજીના જીવનમાં સંજિવીની સીંચી દીધી હતી.

ક્યાં એક વખતનો જુગારી-સટોરીઓ મૂળચંદ અને કયાં શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ ! કયાં એક વખતના બે વર્ષે માંડમાંડ ' પુક્ખરવરદીવડ્ઢે' સુધી પહોંચનાર જૈન સાધુ શ્રી ધર્મવિજયજી અને કયાં કાશી તથા દરભંગાની રાજસભામાં જઈ મહાસમર્થ ગણાતા પંડિતોને અને રાજવીઓને પોતાની સરળતા, ગંભીરતા અને અદ્‌ભૂત શાસ્ત્રજ્ઞાનથી નહિ પણ શાસ્ત્રોની જીવંત પરિણતિથી મંત્રમુગ્ધ કરી મૂકનાર શ્રી વિજયધર્મસૂરિ ! જીતનાં નીશાન ચઢાવવાના આશીર્વચન લાગણીથી ઉચ્ચારાયા હોય કે રૂઢીથી ઉચ્ચારાયા હોય પણ તે એના સ્થાને જ હતા.

અને એ જીતનીશાન જો અંગત હોત-એટલે કે સૂરિજીએ જીતના નીશાનને નામે અહંતા કે અભિમાનને પોષ્યાં હોત તો એ સમી સાંઝના સૂર એના શ્રોતાઓને આઘાત કરત. એ સૂરાવટમાં શ્રદ્ધાની મૃદુતા તરી આવતી. એમના એ વખતના ઉલ્લાસ અને અંગમરોડમાં જીતનીશાન ફરકાવવાનું પોતાને સૌભાગ્ય મળ્યું તેની કૃતકૃત્યતા દેખાઇ આવતી.

વિદ્યાર્થીસમૂહ પાસે તો કોઈક જ વાર જીત-નીશાન ચડાવવાની આ ભાવના, એવા લલકારના

રૂપમાં પ્રકટ થતી, પણ નિરાશાની અને ખરી કસોટીની પળોમાં એ પંક્તિએ એમનામાં કેટલું સાહસ અને શાંત શૌર્ય સીંચ્યું હશે તે આજે કોણ કહી શકે તેમ છે? દીક્ષાજીવનમાં કોઈ કમનસીબ પળે—એકધારા નિયમબદ્ધ જીવનને લીધે કોઈ કોઈને થોડો કંટાળો આવી જતો હશે, નવા માર્ગદર્શનની આકુળતા પ્રકટતી હશે. શ્રીસૂરિજીના જીવનમાં એવી કોઈ પળ આવી હશે કે કેમ તે તો કોણ જાણે પણ પોતાના સાથીઓ, સલાહકારો અને શ્રદ્ધાળુઓથી વિખૂટા પડી ગએલા, તારાઓની સાથે એકાકી વિહરતા ચંદ્ર જેવી એકલતા એમને જ્યારે ખટકતી હશે અને એ જ વખતે પાઠશાળાની વ્યવસ્થા અને નાની મોટી ખટપટો એમને પરેશાન કરી મૂકતી હશે તે વખતે કઈ આકાંક્ષા, કઈ ભાવના, કયું જીવનધ્યેય એમને બળ, તાજગી ને વેગ આપતું હશે તે માત્ર એ જીતનીશાનની પંક્તિ ઉપરથી કંઈક જણાય છે.

પાંત્રીસ–છત્રીસ વર્ષની ઉંમરે એમને કાશીમાં રહીને વિદ્યાભ્યાસ કરવાની સ્ફુરણા જાગી. માત્ર વિદ્યાભ્યાસ જ કરવો હોત તો જૈન મુનિને જેવા જોઇએ તેવા શાસ્ત્રીઓ ગુજરાતમાં ક્યાં નથી મળી શકતા? પણ જેને સરોવર પી જવાના અભિલાષ હોય તેને નાની અંજલીઓ શી રીતે સંતોષે? જ્ઞાનની તરસ જ છીપાવવાની હોત તો સૂરિજીને માંડલથી મરુ-

ભૂમિનો વિકટ રાહ ઓળંગવાની તકલીફ લેવાની જરૂર નહોતી. પણ એમની તૃષ્ણા તો આર્યાવર્ત્તના સનાતન વિદ્યાકેંદ્રમાં જઇ વિદ્યાનો નિત્ય નવીન રસ પીવાની અને સંગાથીઓને પાવાની હતી.

કાશીમાં આવવાનાં સૂરિજીએ બાળવયમાં જે સ્વપ્ન સેવેલાં તે જ્યારે તેઓ ક્વચિત્ કહી સંભળાવતા ત્યારે એમાં એકલું સાહસ કે પુરુષાર્થ જ નહિ પણ જીવંત કવિત્વ છુપાએલું હોય એમ લાગતું. ખરું જોતાં તો સૂરિજી વિદ્યાર્થી તરીકે બહુ સામાન્ય હતા: ગુરુભક્તિ અને સાધુઓની સારવારમાં વિશેષ શ્રદ્ધા ધરાવતા. વિદ્યા નહોતી ચડતી તેથી એમને વિદ્યા વિષે અભાવ ન્હોતો આવ્યો. સરસ્વતીની કૃપા જેમ જેમ નખરા કરતી આગળ ખસતી ગઈ તેમ તેમ સૂરિજીને એનું આકર્ષણ હરપળે વધુ ખેંચાણ કરવા લાગ્યું. અંજલીમાં સરોવરનું પાણી વધુ ન સમાય તેથી શું થઈ ગયું ? એના કલ્લોલ તો અહોનિશ સાંભળવા મળશે ને ? એના ઉપરથી આવતી ઠંડી લહરીઓનો સ્પર્શ તો થશે ને ? બસ, આપણે એટલું ઘણું છે. આવા જ કંઈક આશયથી સૂરિજીએ કાશી આવવાનાં અને બની શકે એટલો વખત ત્યાં રહેવાનાં સ્વપ્ન સેવેલાં.

ખૂબ ભણવું હોય, શાસ્ત્રાર્થની વિવિધ શૈલીઓ શીખવી હોય તે જ કાશીમાં આવીને રહે ને ભણે,

એ કલ્પના ખોટી છે પંડિતો અને શાસ્ત્રીઓની વચ્ચે વસવુ, એમના અગાધ વિદ્યાવૈભવના આછા સસ્કાર ઝીલવા અને સસ્કૃતસાહિત્યની કલકલ નાદ કરતી વહેતી ભાગીરથીના સીકરનો સત્કાર કરવો એ પણ જીવનનો એક લહાવો છે–સૌભાગ્ય છે. જ્ઞાનનો સાચો ઉપાસક, માત્ર સઘરવાની ખાતર જ્ઞાનની આરાધના નથી કરતો સૌદર્યના સાચા પ્રેમીની જેમ એ પણ એનો પ્રચાર અને વિસ્તાર ચાહતો હોય છે સૂરિજીએ માનેલુ કે કાશીમા જઇને પોતે ગજા પ્રમાણે શાસ્ત્ર અને સાહિત્યની ઉપાસના કરશે, પણ એ કરતા ય વધુ લાભ તો પોતાની સાથેના સાધુઓ તથા વિદ્યાર્થીઓને મળશે એમ માનેલુ સગ્રહવાની સ્વાર્થી દૃષ્ટિથી નહિ, પણ આપવાની–પ્રચારવાની દૃષ્ટિથી જ એમણે એ સ્વપ્ન સેવેલુ

કાશીમા જવાની મૂળ પ્રેરણા એમને ક્યાથી મળી ? શ્રી યશોવિજયજી અને શ્રી વિનયવિજયજી નામના બે જૈન સાધુઓ લગભગ બસો વર્ષ ઉપર (સવત્ ૧૭૦૬) છૂપા વેશમાં કાશી ગએલા અને કાશીના પડિતોની સભામાથી જ 'ન્યાયવિશારદ'ની વિજય–કલગી લઈને ગુજરાત તરફ આવેલા એ હકીકત જૈન સપ્રદાયમા પ્રસિદ્ધ છે બ્રાહ્મણો અને જૈનોને, એ જમાનામા ખૂબ વિરોધ હતો જૈનો નાસ્તિક, વેદનિદક ગણાતા એમના સાધુઓને ભણા-

વવા એ તો નાસ્તિકતાની વેલને પાણી સીંચવા જેવું એ પંડિતો મહાપાપ માનતા. એટલે જ તો બાર-બાર વર્ષ લગી શ્રી યશોવિજયજી અને વિનયવિજય-જીને, પોતાની જાતને છૂપાવી રાખીને બ્રાહ્મણ-વિદ્યા-ગુરુની સારવાર કરવી પડેલી. આ બાર વર્ષો એમણે કેટલી ચિંતામાં અને કેટલા પરિશ્રમમાં ગાળ્યાં હશે? શ્રી વિજયધર્મસૂરિએ શ્રી યશોવિજયજી મહારાજની એ સાધના વિષે ખૂબ ખૂબ સાંભળ્યું હતું અને એમાંથી જ એમણે અખૂટ પ્રેરણા મેળવેલી.

સામાન્ય વિદ્યાર્થી બે મહિનામાં જે પ્રતિક્રમણસૂત્ર કંઠસ્થ કરી શકે, એ પ્રતિક્રમણ દોઢ-બે વરસમાં માંડ માંડ કંઠસ્થ કરી શકનાર એક યુવાન, કાશી સુધી જવાનાં સ્વપ્ન સેવે અને એ સ્વપ્નને સિદ્ધ કરી બતાવે એમાં આશ્ચર્ય તો છે જ, પણ આશ્ચર્ય કરતાં ય વધુ ગૂઢ સંકેત હોવો જોઈએ. એમ ન હોય તો જીવનના નીચોડ જેવી આ બે પંક્તિઓ સૂરિજી શા સારૂ સ્મૃતિમાં સંઘરી રાખે?

જીત નીશાન ચડાવજો રે....
મોહની કરી ચક્ર ૨

## ( ૨ )

## શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા



સં. ૧૯૫૮નું ચાતુર્માસ પૂરું થતાં જ શ્રી સૂરિજીએ માંડલથી કાશી જવાની પગદંડી પકડી. રસ્તો અપરિચિત હતો–વિકટતાનો કંઈ પાર નહોતો ઘણા લાંબા વખત ઉપર એક મુનિસંઘ યાત્રાર્થે પૂર્વ દિશામાં ગએલો અને એમની સાથે શ્રાવકોની પણ ઠીક ઠીક સંખ્યા હતી. પણ પછીથી તો એ પગદંડી સાવ ભૂંસાઈ ગઈ હતી.

ગણ્યાગાંઠ્યા શિષ્યો અને દસેક જેટલા વિદ્યાર્થીઓ

સાથે સૂરિજીએ વિહાર આદર્યો. કષ્ટો વેઠવાં પડશે એમ તો સૌ કોઇએ પહેલેથી જ માન્યું હતું. પણ ગુજરાત બહાર જેમણે કદી પગ ન્હોતો મૂકયો–ભદ્રિક શ્રાવક–શ્રાવિકાઓનાં અનુનય–વિનય જ જેમણે અનુભવ્યાં હતાં, તેમને માટે આ વિહાર ભારે કસોટી-રૂપ હતો.

આ વિહારના અનુભવોની કોઇએ નોંધ નથી રાખી. પણ આ છ–સાત મહિનાનો વિહાર રોજ દિ' ઊગે ને નવા અનુભવોનો સાક્ષી બની રહેતો. જૈન સાધુને પગલે પગલે પોતાની મર્યાદા, મુનિજીવન-નાં બંધન સંભાળવાનાં હોય છે. એક તો તે કોઈ વાહનનો ઉપયોગ ન કરી શકે અને તે ઉપરાંત ઉકાળેલું પાણી જ એનાથી વપરાય. સવાર–સાંઝના પ્રતિક્રમણ, પડિલેહણ અને સૂર્યાસ્ત પહેલાંના ચૌવિહારનો નિત્યક્રમ પણ ગમે તેવા કપરા સંયોગોમાં પાળવો જ રહ્યો. આવા વિધિ–વિધાનો સાથે વન–અટવીના, રણ અને ડુંગરાના રાહ કાપવા એ સામાન્ય સાહસ નથી.

એક દિવસે હિંદુસ્થાનના શહેર અને ગામડાના રસ્તા કાશી સુધી પહોંચતા. ન્યાય, વ્યાકરણ, જયો-તિષ અને વૈદ્યક; વેદ, ઉપનિષદ અને શ્રુતિસ્મૃતિઓના અધ્યયન–અધ્યાપનનું એ મુખ્ય ધામ હતું. પોતાના ગામનો કોઈ વિદ્યાર્થી કાશી ગયો હોય અને ત્યાંથી

ભણીને આવ્યો હોય તો તે ગામવાસીને માટે એક અભિમાનનો વિષય બની જતો કાશી જનાર વિદ્યાર્થીને વિદાય આપવા અને પાછો વળતા સ્વાગત કરવા ગામસમુદાય ઠેઠ ગામના સીમાડા સુધી જતો જતી વખતે ગામ આખાના એ આશીર્વાદ લઈ જતો અને પાછો આવતો ત્યારે એના તપ અને અભ્યાસને લીધે પૂજનીય બની રહેતો આજના પ્રવાસના સુખસાધનો-એ એ જૂની ભાવના ભૂસી નાખી છે

શ્રી વિજયધર્મસૂરિના સમયમા પ્રવાસના સાધનો હતા, પણ મુનિજીવનની મર્યાદાને અનુસરીને એમને તો પગરસ્તે જ જવાનુ હતુ. એ રસ્તે નહોતુ કોઈ એમનુ સ્વાગત કરનાર કે નહોતુ કોઈ ઉત્સાહ કે ઉત્તેજન આપનાર.

લગભગ બધો દિવસોના વિહારમા આહાર-પાણી અને આરામનો મેળ તો કોઈક જ દિવસ મળતો કોઈ દિવસે આહાર મળે તો રસ્તામા પાણી વિના ટળવળવુ પડે સૂરિજીએ પોતે જ એક વાર કહેલુ કે તાપના દિવસોમા એક વખતે પાણીમા રૂનુ પૂમડુ બોળી બોળીને મોમા મૂકીને પાણી વિના ચલાવી લીધેલુ કોઈવાર રસ્તો ભૂલી જવાથી સાથીઓ એવા છૂટા પડી જાય કે પાછા કયારે ભેગા થશુ એ એક મહામૂઝવણુ થઈ જતી-તે દિવસે ઊઘ કે આહાર પણુ ન ગમે. કોઈ વાર બધુ પાસરુ ઊતર્યું હોય તો ઉજળા કપડા લુટા-

વાનો ભય ધુરકતો હોય અથવા તો યોગ્ય આશ્રય-સ્થાનના અભાવે ઝાડ નીચે પડી રહેવું પડે.

માંડલથી ભોયણી, કપડવંજ, દાહોદ, રાજગઢ, ઉજ્જેન, મકસીજી, શાજાપુર, ગુણાંની છાવણી, શીપરી, ઝાંસી, કાલપી, કાનપુર રસ્તે સૂરિજી કાશી પહોંચ્યા. વચ્ચે વચ્ચે શ્રાવકોના ઘર આવતાં ત્યાં એમનો સારો આદર–સત્કાર થતો.

કાશી પહોંચ્યા પછી પણ એમને નીરાંત નહોતી મળી. ગુજરાતમાંથી નીકળી જેમ અરણ્ય અને મરુભૂમિમાંથી એમણે માર્ગ કાઢ્યો–અનાડી અને અજડની સાથે પનારાં પાડ્યાં તેમ અહીં કાશીમાં સંસ્કૃત ગણાતા શાસ્ત્રીઓ અને પંડિતોના પરંપરાગત પણ ભયંકર પૂર્વગ્રહોનો શાંતિથી સામનો કરવો પડ્યો.

हस्तिना ताड्यमानोऽपि न गच्छेत् जैनमंदिरम्—

ગાંડો હાથી સૂંઢ ઉછાળતો આવતો હોય, ઘડી–બે ઘડીમાં મૃત્યુને ભેટવું પડે એવી સંકડાશમાં આવી ગયા હો અને જૈનમંદિરમાં જવાથી બચી જવાતું હોય તો પણ મૃત્યુ અને જૈન મંદિર વચ્ચેની પસંદગીમાં મૃત્યુ જ કબૂલ કરી લેવું–જૈનમંદિરમાં ન જવું. કાશીના વૈદિક પંડિતો અને શાસ્ત્રીઓના લોહીમાં–અણુએ અણુમાં એ વિરોધનું વિષ વ્યાપી ગયું હતું: જૈનો, બૌદ્ધો અને વૈદિકો વચ્ચે એક દિવસે આ દેશમાં વિષમ સંઘર્ષણ થએલું: જૈનો અને બૌદ્ધોને ઘણાં સત્તા-

સ્થાનો ખાલી કરી જવાની ફરજ પડેલી અને વૈદિકોને પણ લાંબા વખત સુધી શ્રમણોની સત્તાને લીધે દબાઈ જવું પડેલું એ વખતે એ પંક્તિ રચાએલી પરિસ્થિતિ પલટાઈ ગઈ, પણ લાંબા સમય સુધી જે વંશપરંપરાગત વેરનો વારસો મળેલો તેનું ઝેર નહોતું ઉતર્યું.

જૈન મુનિનો વેષ આ પંડિતોને વિચિત્ર લાગતો. એ વિચિત્રતાની પાછળ કોણ જાણે કેટલીયે ભયકરતાઓ છુપાએલી પડી હશે એવી એમણે કલ્પના કરેલી. જેઓ કૂપમંડુક જેવી પ્રકૃતિવાળા હતા તેમને તો આ જૈન સાધુઓનું આગમન જૈન લાગવગના પુનરુત્થાન જેવું લાગ્યું

કાશીમાં જ એ વખતે એમ સાંભળેલું કે બ્રાહ્મણો કોઈપણ જૈન મંદિરનો જીર્ણોદ્ધાર કે નિર્માણ જોઈ શકતા નહિ–મંદિર જેટલું ચણાયું હોય તેટલું રાતમાં જ પાડી નાખતા જૈનો વિષે એમને કેટલો વિદ્વેષ હોવો જોઈએ તેનો એ નમૂનો હતો.

જૈનો વેદ, ઉપનિષદ, શ્રુતિ–સ્મૃતિને નથી માનતા એટલે આ જૈન સાધુઓ, વેદાધ્યયનની આ ભૂમિમાં વેદ–વેદાંતની સામે હૂમલો લઈ જાય એવી એમને દહેશત હતી આ સાધુઓ, પોતાની પાસે ભણવા આવ્યા છે એમ જાણ્યા પછી તો તેમનામાંનો કેટલોક ભાગ વધુ ક્રુધ્ધ બન્યો જેઓ શૂદ્રો, સ્ત્રીઓ, વર્ણબાહ્યોને શાસ્ત્ર શીખવવાની છડેચોક ના સભ-

ભાવતા તેઓ આ જૈન સાધુઓને કે જૈન વિદ્યાર્થી-ઓને જો વ્યાકરણ, ન્યાય શીખવે તો તેઓ જતે દિવસે એમનો વિરોધ કર્યા વિના ન રહે—હાથે કરીને સર્પને દૂધ પાઇને ઉછેરવા જેવું જ થાય.

વહેમો ને આશંકાઓથી વાતાવરણ ઉભરાતું હતું. સૂરિજીને પડખે ચડે એવું અહીં કોણ હોય? ગુજ-રાતમાં જેમનો પરિચય થયેલો એવા એકાદ પંડિત અને સ્થાનિક બે-ચાર જૈનો સિવાય, સૂરિજીને સહાય કરે એવું કોઈ માનવી આ શહેરમાં નહોતું. અને ખરું કહીએ તો સૂરિજીને એવી બહારની મદદની બહુ જરૂર પણ નહોતી. તેઓ ધીરે ધીરે, સૈકાજૂનાં વહેમ-મનાં જાળાં—ઝાંખરાં પોતાના હાથે જ સાફ કરવા તૈયાર હતા.

“જૈનો યજ્ઞને નથી માનતાઃ પણ ઘરના ખૂણામાં જરૂર યજ્ઞ—યાગ કરતા હશે અને તેમાં કદાચ બ્રાહ્મણો-ના સંતાનોનેજ હોમતાં હશે!” અતિ અજ્ઞાન બ્રાહ્મણો અંદર અંદર વાતો કરતા.

“જૈનોમાં નહાવાની મનાઇ હોય છે. આચાર—વિચારે પણ બહુ ગંદા રહે છે: એમની સાથે એક આસને બેસાય નહિ—એમની સાથે સીધી વાતચીત પણ ન કરાય; એટલું જ નહિ પણ રખેને કોઇ જૈનનો છેડો સ્પર્શી ગયો હોય તો પણ સાચા વેદાનુયાયીએ ઘેર જઈને માથાબોળ સ્નાન કરી લેવું જોઈએ.”

બુદ્ધિશાલી ગણાતા શાસ્ત્રીઓના ભેજામા પણ આવુ જ ભૂંસુ ભરાયેલુ હતુ



"જુઓ તો ખરા, આ જૈનો કેટલા નીચ છે? એ લોકો ગગાજીના નિર્મળ પાણીને પણ ગળે છે!" ગગાના પાણીને ગળાતુ જોઇને આ અધશ્રદ્ધાળુઓ ઘણી વાર ઉકળી જતા

આવા સ્થાને શ્રી સૂરિજીને પાઠશાળા સ્થાપવી હતી. જ્યા ઘડીભરનો આશ્રય આપવા કોઈ તૈયાર નહોતુ ત્યાં એમને મસ્થા ઊભી કરવી હતી મૂર્ખાઓ જ એવા સ્વપ્ન સેવે; ઘણાઓને એ વખતે એવા વિચાર સ્પર્શી જતા.

તત્કાળ તો એક જૂની-પડી ગએલી, ખંડિયેર જેવી ધર્મશાળા સૂરિજીને અને એમના સાથીઓને રહેવા માટે મળી ગઇ પણ ઘણા સમયથી અહીં હક્ક કરીને બેઠેલા

સંર્પ-વીંછી અને મચ્છર પોતાનો અધિકાર ખોવા રાજી નહોતા. એમનો પણ આ ગુજરાતના જૈન સાધુઓ સામે ઓછો બળવો નહોતો. મકાનના પત્થરો પણ, માથે લડાયક જહાજ ઘુમતું હોય એવું ભાન કરાવતા. કયારે-કઇ તરફની કેટલી મોટી શિલા માથા ઉપર પડશે અથવા તો આખું મકાન એક સામટું બેસી જશે તે નિશ્ચિત નહોતું. આવું ખંડિયેર જેવું મકાન પણ આ ઉત્સાહીઓને માટે રાજમહેલ સમું થઇ પડયું. જૂની જૈન ધર્મશાળાએ નાની શી સાત્વિક સૈનિકોની છાવણીનું સ્વરૂપ લીધું. આઠ-નવ મહિના આ મકાનમાં રહ્યા. સૂરિજીએ એક વાર આ જૂના મકાનની વાત નીકળતાં કહેલું કેઃ

"એક દિવસે અમે ઊભા હતા એટલામાં અચાનક જ એક જબ્બર શિલા છતમાંથી નીચે પડી. સદ્‌ભાગ્યે અમે થોડા જ આઘે રહી ગયા; નહિતર તે દિવસે અમારા ભુક્કા થઇ જાત!"

આ મકાનમાં રહીને સૂરિજીએ પોતાના પ્રચારકાર્યનો આરંભ કરી દીધો. સડકના નાકા ઉપર, જૂદી જૂદી જગ્યાએ જઇને એમણે વ્યાખ્યાનો આપવા માંડ્યાં. ખ્રીસ્તીઓ, આર્યસમાજીઓ જે રીતે પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરતા હતા તે જ પ્રમાણે સૂરિજીએ જૈન તત્ત્વજ્ઞાનનું શુદ્ધ સ્વરૂપ સમજાવવા માંડયું. બીજી તરફથી પંડિતોને ધૈર્ય, શાંતિ અને મધુર વાણીથી પોતાની તરફ ખેંચવા માંડ્યા. પાયો નંખાયો.

એટલામા તો ગુજરાતના જૈનોમા પણ આ સાહસ-કથાની ગરમી ફેલાઇ ગઇ. જૈન વર્તમાનપત્રોએ એની પ્રશસ્તિઓ ગાવા માડી જૈન સાધુઓમાના કેટલાકોએ આ પ્રવૃત્તિ તરફ પોતાની સહાનુભૂતિ દર્શાવી શ્રીમતોને પણ થયુ કે આ સાહસ ઉત્તેજવા જેવુ છે અણધારી મદદો આવી પહોચી સ્વ૦ શેઠ વીરચદ દીપચદ અને શેઠ ગોકળભાઇ મૂળચદ જેવા ગૃહસ્થોની સહાયથી પાઠ-શાળા માટે "અગ્રેજી કોઠી" ના નામથી ઓળખાતુ વિશાળ મકાન ખરીદાયુ

( ૩ )

## કાશીનું વિદ્યાર્થીજીવન

**પૂરી** જાહોજલાલી સાથે અંગ્રેજી કોઠી–(કાશી)માં પાઠશાળાનો ધ્વજ ફરકી રહ્યો. આ મકાન એક રીતે રાજ-મહેલ હતો એમ કહીએ તો ચાલે. અંગ્રેજોએ પહેલવહેલી કોઠી નાખેલી ત્યારે આ મકાન બંધાવેલું તેથી જ તે 'અંગ્રેજી કોઠી'ના નામથી ઓળખાતું અને આજે પણ એ જ નામે ઓળખાય છે.

કાશીવાસીઓ જૈન સંઘની આ જાહોજલાલી જોઇ ઘડીભર તો દંગ જ થઇ ગયા! જેમને દયાજનક, અસ્પૃ-શ્ય, દીન વિદ્યાર્થીઓ માની લીધેલા તેઓ એક સમૃદ્ધ સમાજના સંતાનો છે અને શ્રી વિજયધર્મસૂરિજી જેવા પ્રભાવક પુરુષના હાથમાં એનું સુકાન રહેલું છે તે જોઇને વિરોધના સ્થાને સદ્‌ભાવની લાગણીઓ લહેરાવા લાગી.

પંડિતોની વ્યવસ્થા થઇ ગઇ. મકાન તો ઓછામાં ઓછા ૫૦૦ વિદ્યાર્થીઓને સમાવી શકે એટલું વિશાળ

અને ભવ્ય હેતુ ખર્ચની પણ ગોઠવણુ થઇ ગઇ, એટલે શ્રી યશોવિજયજી જૈન પાઠશાળાનો સૂર્ય ધીમે ધીમે મધ્યાહ્ન તરફ ગતિ કરી રહ્યો શ્રી યશોવિજયજી મહારાજના નામથી અંકાએલી આ પાઠશાળાને હમેશા યશ અને વિજય જ મળવા જોઇએ, એવી સૌને શ્રદ્ધા બેઠી અને બન્યુ પણ એવુ કે આ પાઠશાળાને માથે સદ્-ભાવનો કળશ ઢોળાયો

કાશી જેટલા દૂરના સ્થાનમા ગુજરાતના જૈનોની એક પ્રતિષ્ઠાસંપન્ન પાઠશાળા ચાલે એ જૈન શ્રીમતો તેમજ જૈન સાધુઓને માટે પણ એક ગૌરવની વાત બની.

કેટલાક કાઠિયાવાડમાથી આવ્યા, તો કોઇ કોઇ કચ્છમાથી આવી ચડ્યા, ગુજરાતમાથી અને મારવાડ-માથી પણ વિદ્યાર્થીઓ અહીં આકર્ષાઈ આવ્યા કાશીમા જો કોઇ ગુજરાતી-બ્રાહ્મણ વિદ્યાર્થી મળે અને સાધન-રહિત જણાય તો પણ માતાની જેમ જ આ પાઠશાળા એને સ્થાન આપવા તૈયાર રહેતી ગુજરાતનો ન હોય-પર પ્રાતનો હોય, પણ બુદ્ધિશાળી અને સમભાવી હોય તો પણ આ પાઠશાળા એને આશ્રય આપતી શ્રી સૂરિજી વ્યક્તિ કે પ્રાતના પૂજક નહોતા. એમને વિદ્વાનો અને અધ્યયન વિષે અસાધારણ અનુરાગ હતો

કોઇ વખત, વિદ્યાર્થી સૂરિજી પાસે જઇને જરૂરિયાતની વસ્તુ માગતો તો તેઓ કહેતા " તમે એક વાર અભ્યાસ કરીને તમારુ પાણી બતાવી આપો, હુ તમને

સોનેથી મઢી દઇશ. મારે તો શાસ્ત્ર અને સિદ્ધાંતોને અજવાળામાં લાવવા છે. દ્રવ્ય તો આપમેળે આવીને પગમાં પડશે.”

મુખ્યત્વે મુનિઓ માટે જ આ પાઠશાળાની યોજના હતી, પણ મુનિઓને શ્રાવકો કે શ્રાવકસંતાનોનો સાથ તો જોઇએ જ, એટલે ગૃહસ્થના પુત્રોને ગૌણ સ્થાન મળ્યું. પણ એ ગૌણતા વધુ વખત ન ટકી. પાઠશાળાની કીર્ત્તિ એટલી બધી ફેલાઇ ગઈ અને સગવડો પણ એટલી બધી હતી કે જોતજોતામાં ૫૦ જેટલા વિદ્યાર્થીઓ આવી ગયા. અભ્યાસ સંબંધી સગવડો સાથે વિદ્યાર્થીઓને વસ્ત્ર, ખાનપાન ઉપરાંત હાથખરચ માટે નાનીશી રકમ આપવામાં આવતી. જૈન સમાજમાં એ પ્રકારની કેળવણીની સંસ્થા પહેલી અને આજે છેલ્લી બની ગઈ છે.

સંસ્કૃત શીખવા કાશીમાં આવી રહેલો વિદ્યાર્થી તપ, સંયમ ને તિતિક્ષાથી ઘડાયેલો હોય છે. કોઇ પણ પ્રાંતમાંથી આવેલા એ અભ્યાસીના મોં ઉપર દીનતાની સ્પષ્ટ રેખાઓ જોઇ શકીએ. એક વસ્ત્રભર રહેનારો, અન્નક્ષેત્ર કે ભીક્ષા ઉપર નભનારો અને ટાઢ–તડકો કે વર્ષાને એકસરખી માની, ગંગાકિનારે કે કોઇ તૂટી–ફૂટી ઝુંપડીમાં પડી રહેનારો કાશીનો વિદ્યાર્થી, આર્યસંસ્કૃતિના જીવંત અવશેષ જેવો લાગે છે. એમના ગુરુઓ પણ એ જ પરિસ્થિતિમાં ઘડાઇને રીઢા જેવા બની ગયા હોય છે. એટલે તો ગુરુ અને શિષ્યના સંબંધમાં ગ્રંથી

જેવો કોઈ અતરાય નથી હોતો ગમે તે વિદ્યાર્થી, ગમે તે ગુરુ પાસે બેસીને, જે પાઠ—જે અધ્યયન ચાલતુ હોય તેમા સામેલ થઇ શકે છે શોખ અને વિલાસથી અસ્પૃષ્ટ, રસ અને વિનોદથી ડરતો રહેતો આ વિદ્યાર્થી, વ્યાકરણ, કાવ્ય, ન્યાય, સાહિત્યની સૃષ્ટિ સિવાય બીજી દુનિયાથી અજાણ હોય છે. એમા એ અભિમાન લે છે.

કાશીમા એ વખતે વિદ્યાર્થીજીવનની ઘણી તિતિક્ષા-કહાણીઓ સાભળવા મળતી કોઈ કહેતુ 'અમારા ગામના શાસ્ત્રી જ્યારે અહીં ભણતા ત્યારે એક ખડિયેરમા રાત્રે આવીને પોતાની પથારી ઉપર સૂઈ જતા પથારી ઉપાડવી—ખ ખેરવી અને સાફ રાખવી એ એક પ્રકારનો વિલાસ ગણાતો છ મહિના પછી જ્યારે કારણવશાત્ પથારીનો ઓછાડ એમણે કાઢ્યો ત્યારે ઓછાડની અ દર, પથારીની એક કોરમાથી સૂકાઇને ફોતરા જેવો બની ગયેલો મરેલો નાગ નીકળ્યો.'

રાત્રે આ વિદ્યાર્થીઓને ભણવા—વાચવા માટે કોડિયુ પણ ભાગ્યે જ મળતુ જેને એવો દીવો મળે તે મહાભાગ્યશાળી ગણાતો પડિત શિવકુમાર જેવા પ્રખર શાસ્ત્રીઓ, કહેવાય છે કે, આબાના વનમા સૂકા પાન સળગાવીને એના પ્રકાશમા પક્તિઓ વાચીને ભણેલા

પડવાનો દિવસ, આ વિદ્યાર્થીઓને માટે મોટો તહેવાર ગણાતો પડવાને દિવસે ભણે તો ગુરુજી મરી જાય! જ્યોતિ-શાસ્ત્રીનુ આ એક સૂત્ર પડિતોને અને વિદ્યાર્થીઓ-

ને ખૂબ અવકાશ આપે છે. કેટલાકો તે દિવસે પંદર-પંદર દિવસના રોટલા ઘડી, એક દોરીમાં પરોવી ઓરડીની બે ખીંતી વચ્ચે ટાંગી મૂકે છે જેથી ઉંદર તે ન ખાઈ જાય. રોજના એક રોટલાના હિસાબે આ વિદ્યાર્થીઓ એની ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા.

યશોવિજયજી પાઠશાળા સ્થપાઈ તે વખંતે એ યુગના લગભગ છેલ્લા દિવસો હતા. અભ્યાસની ખુમારી અને તિતિક્ષા રહી હતી. પણ કાળનું ચક્ર જોસભેર પરિવર્તન કરી રહ્યું હતું. યશોવિજય જૈન પાઠશાળાના વિદ્યાર્થીઓ, કાશીના બીજા વિદ્યાર્થીઓ વચ્ચે એક જૂદી જ છાપ પાડતા.

ગરીબ-દીન વિદ્યાર્થીની નજરે યશોવિજય પાઠશાલાનો વિદ્યાર્થી સુંદર વસ્ત્રોથી સજ્જ, ખાનપાનની ચિંતાથી રહિત અને સારા અધ્યાપકોના કૃપાપ્રસાદયુક્ત લાગતો. જૈન પાઠશાળાના વિદ્યાર્થીને અન્ન-વસ્ત્ર કે આશ્રય માટે કોઈની મદદ માગવા જવું પડતું નહોતું, અધ્યાપકો પોતે આવીને નિયત આસનો ઉપર બેસી જતા. અને એ બધા ઉપરાંત આ વિદ્યાર્થીઓ ઉપર એક એવા પુરુષની આંખ સતત ફરતી રહેતી કે જે અભાવ અને અગવડને પહેલી તકે પહોંચી વળતી.

સૂરિજીને વ્યાકરણ વિષે ખૂબ પક્ષપાત હતો. બાર વર્ષ તો એક વિદ્યાર્થીના વ્યાકરણ પાછળ જ જવા જોઈએ, એમ તેઓ માનતા અને કહેતા પણ ખરા. વ્યાકરણ

વિના શાસ્ત્રમા પ્રવેશ ન જ થાય અને થાય તો એ અન-
ધિકારપ્રવેશ ગણાય અને અર્થનો અનર્થ થઈ જાય

એટલે જ શરૂઆતમા શ્રી હેમચદ્રાચાર્યકૃત સિદ્ધ-
હૈમલઘુવૃત્તિનુ અધ્યાપન આ પાઠશાળામા શરૂ કરાવ્યુ.
જે વ્યાકરણ વિષે અહીંના શાસ્ત્રીઓએ માત્ર પાતો જ
સાભળેલી તે તેમને જોવા મળ્યુ અને શ્રી હેમચદ્રની
સરળ શૈલી શાસ્ત્રીઓને ગમી ગઈ.

( ૪ )

# સ્વપ્નદ્રષ્ટા સૂરિજી



વ્યાકરણનું ભણતર એટલે નરી ગોખણપટ્ટી. સવારમાં વહેલા ઊઠીને સૂત્રો અને ટીકા કંઠસ્થ ન કર્યાં હોય અને રાતે સૂતા પહેલાં રોજે રોજ જેટલું કંઠસ્થ કર્યું હોય તેની પુનરાવૃત્તિ ન કરી હોય તો વ્યાકરણની કૃપાથી વિદ્યાર્થી વંચિત રહી જાય. જૂના જમાનામાં બ્રાહ્મણ વિદ્યાર્થીઓ ચોટલીનો છેડો એક લાંબી દોરીથી ઊંચે ખીલી સાથે બાંધતા અને રખેને ગોખતાં ઝોકું આવી જાય તો પેલા આંચકાની કૃપાથી પાછા જાગીને

ગોખવા મંડી જતા આવી કથાઓ વિદ્યાર્થીમાત્રે સાંભળેલી

બીજી તરફ શિક્ષણશાસ્ત્રીઓએ ગોખણનો વિરોધ કરવો શરૂ કરેલો એમ તો અંગ્રેજી શાળા–પાઠશાળાના વિદ્યાર્થીને પણ ઘણું ગોખવું પડતું બુદ્ધિનો અંશ ઓછામાં ઓછો હોય, પણ સારું ગોખી કાઢયું હોય તો તે ફતેહમંદીથી પરીક્ષા પસાર કરી જતો ગોખણથી બુદ્ધિ બહેર મારી જાય છે અને વિદ્યાર્થી પુસ્તકોનો માત્ર કીડો જ બની રહે છે એવી ચર્ચા શરૂ થઈ ચૂકી હતી

સૂરિજીના કાને વખતોવખત એ ચર્ચાના પડઘા પડતા પણ તેઓ કહેતા કે વ્યાકરણ એવી વસ્તુ છે કે ગોખ્યા વિના ન જ ચાલે બુદ્ધિનો ઉપયોગ કરવાને સૌ સ્વતંત્ર છે પણ પાકા આંક ન આવડતા હોય તેનાથી તાત્કાલિક લેખાં ન બની શકે, તેમ જેને સંપૂર્ણ વ્યાકરણ કંઠસ્થ નથી તે બીજા કઠિન ગ્રંથોમાં સહેલાઈથી ન પ્રવેશી શકે–અડધે ગયા પછી એને નિરાશ થવું પડે

વ્યાકરણ તો પ્રાચીન શાસ્ત્રો, કાવ્યો, ન્યાયનું પ્રવેશ દ્વાર સૂરિજી એમ દૃઢપણે માનતા કે ઓછામાં ઓછા બાર વર્ષ વ્યાકરણ પાછળ વીતાવવા જોઈએ–દ્વાદશવર્ષીયા વિદ્યા ઘણીવાર તેઓ એ સૂત્ર ઉચ્ચારતા પણ બાર વર્ષ જ વ્યાકરણને આપવા એવો એમનો આગ્રહ નહોતો. ચંદ્રિકા અને કૌમુદિ જેવા નાના વ્યાકરણને તો તેઓ માત્ર પ્રસ્તાવનારૂપ માનતા

સૂરિજી જ્યારે ગુજરાતમાં હતા ત્યારે એમણે ઘણા સાધુઓને સહેલા વ્યાકરણ ભણતા અને તરત જ ભૂલી જતા જોયેલા. એમની બુદ્ધિ જાડી હશે એમ નહિ, પણ વ્યાકરણ પાછળ જે સતત ખંત, ઉત્સાહ જોઈએ—અહોનિશ જે આવૃત્તિ—પુનરાવૃત્તિ અને એકમાત્ર રટણ જોઈએ તે ન હોવાથી વ્યાકરણનું હથિયાર બુંઠુ બની જતું—ખરે વખતે એ કામ ન આવતું.

પ્રથમ તો એમણે શ્રી હેમચંદ્રાચાર્યે રચેલા સિદ્ધહૈમવ્યાકરણનો પુનરુદ્ધાર ચિંતવ્યો. કાશીના એક છાપખાનામાં છપાવવા માંડયું. બીજી તરફ પાઠશાળાના વિદ્યાર્થીઓ બ્રાહ્મ મુહૂર્તે ઊઠી ઓછામાં ઓછા ત્રણ કલાક વ્યાકરણનાં સૂત્રો અને વ્યાખ્યા કંઠસ્થ કરે તે માટે કાળજી લેવા માંડી. સૂરિજી પોતે સૌ પહેલાં ઊઠીને વિદ્યાર્થીઓ અભ્યાસમાં જોડાયા છે કે નહિ તે તપાસતા.

વિદ્યાર્થીઓની આ પ્રકારની સારવાર એમને નહોતી ગમતી. વૃત્તિ વિરાગ તરફ વહેતી હોય અને બંધન માત્રના છેદ ઉડાડવાની ભાવના કેળવવી પડતી હોય ત્યાં વિદ્યાર્થીઓની ખાતર સંસ્થા સ્થાપવી, અને સંસ્થાની ખાતર શ્રીમંતોનું મનોરંજન કરી સહાય મેળવવી અને તે ઉપરાંત બીજી અસંખ્ય જવાબદારીઓ માથે રાખવી એ જૈન મુનિને માટે નાનીસૂની પળોજણ નથી.

કોઈ કોઈ વાર સૂરિજીને નિરાશાની ઝાળ સ્પર્શી જતી ત્યારે એમને એમ થતું કે: “ મારે આ જંજાળ

શા સારુ જોઇએ ? એકાદ પુનિત તીર્થક્ષેત્રમા જઇને શા સારુ ન બેસી જઉ ? આ જ જાળમા રખેને મારુ આત્મહિત ખોઇ બેસીશ ! ”

“ ગૃહસ્થો અને એમના મતાનો તોપના ગોળા જેવા ગણાય એ તો જ્યા પડે ત્યા બાળીને ભસ્મ કરી નાખે ” સૂરિજી ઘણી વાર, વિદ્યાર્થીઓને સવારમા જગાડતી વખતે, એમ બોલી જતા નિવૃત્તિને વરેલા આ ત્યાગીઓ, ગૃહસ્થીઓના આરભ-સમારભથી ડરતા જ રહે છે આ તપસ્વીઓ પોતે વહેલા ઊઠવા છતા આજુબાજુનો કોઇ ગૃહસ્થ કે શ્રમજીવી જાગી ન જાય તેની સભાળ રાખે છે, કારણ કે લોકો જાગ્યા પછી પાપના વ્યાપારમા જ પડવાના એવી તેમને પાકી ખાત્રી હોય છે

સૂરિજીને આ સસ્થાના સફળ સચાલનથી કેટલો સતોષ થતો હશે તેની કલ્પના સૌ કોઈ કરી શકતુ - માત્ર ઊડે ઊડે કેટલો સતાપ થતો તે જાણવા કે સમજવાની કોઇએ તકલીફ નથી લીધી યશોવિજયજી જૈન પાઠશાળાની સ્થાપના પછી સૂરિજી ઉપર જે આક્ષેપોની ઝડી વરસી ગઈ હતી તેનુ કારણ પણ એ જ હતુ કે સૂરિજીનો શોખ જેટલે અશે સમજાયો હતો તેટલે અશે એમના અતરની વ્યથા નહોતી સમજાઈ

શોખથી સસ્થા ચલાવવામા એક પ્રકારનો આનદ રહેલો છે-શોખથી સ્થાપેલી સસ્થા ઉપર નિદા કે ટીકાની

વર્ષા થાય તો તેમાં ભીંજાવામાં પણ ઓછો આહ્લાદ નથી.

સૂરિજીના જીવનની વિશિષ્ટતા અહીં જ દેખાય છે. એમણે પોતે જાતે આગળ અભ્યાસ કરવાને બદલે શ્રાવકના સંતાનોને કેળવવા માંડ્યા. એમના આચાર અને પ્રણાલિકાને એ બધું અનુરૂપ નહોતું—અસંગતતા એમને પળેપળે ખૂંચતી અને છતાં વિદ્યાપ્રચારનો અંતરમાંથી વહેતો વેગ એમને ધકેલતો.

પ્રાતઃકાળમાં વહેલા ઊઠીને વિદ્યાર્થીઓ જ્યારે મોટેથી તાણીતાણીને વ્યાકરણના સૂત્રો લલકારતા—સૂત્રો એ રીતે જ કંઠસ્થ થાય એવી માન્યતા હજીયે હશે—ત્યારે સૂરિજીના નેત્રો આગળ એક ભવ્ય સ્વપ્ન રમી રહેતું: "આ શ્રાવકના સંતાનો જ્યારે સંસ્કૃત સાહિત્યમાં પારંગત બની, ગુજરાતની ભૂમિ ઉપર ઉતરશે અને વિદ્યાકેંદ્રોમાં ઘુમી વળશે ત્યારે જૈન સાહિત્ય અને જૈન શાસનની કેટલી વાહવાહ બોલાઈ જશે ? એ દિવસે મારી ઉપરના આક્ષેપો આપોઆપ ધોવાઈ જશે. નિંદકોને પશ્ચાત્તાપ થશે અને મારો શ્રમ સાર્થક થશે !" સૂરિજીને એ સ્વપ્ન એક મહાવલંબનરૂપ બની જતું.

ગુજરાતમાંથી આવી ચડેલો કોઈ યાત્રિક જ્યારે પૂછતો: "મહારાજ ! આ બાળકો એકલું સંસ્કૃત ભણીને શું કરવાના હતા ? એમને ધર્મનું કંઈક તો શીખવવું જ જોઈએ !"

મોં ઉપર નિરાશાની એક પણ રેખા ઉપસાવ્યા વિના

શાંતિથી મહારાજ જવાબ આપતા "ભાઈ, આ લોકો જ્યારે પૂરેપૂરા ભણી રહેશે ત્યારે એમને જૂનાં શાસ્ત્રો શીખવવાની જરૂર નહિ રહે– તેઓ પોતે જ નવા ભાષ્યો રચશે !"

અને કોઈ વાર જ્યારે સસ્કારી કે શ્રીમત ગૃહસ્થ પાઠશાળામા આવી ચડતા ત્યારે સૂરિજી કેટલા ઉત્સાહથી વિદ્યાર્થીઓનુ પ્રદર્શન ભરી, એકે એક વિદ્યાર્થીનો પરિચય કરાવતા ?

"જુઓ આ યુવાન દાઠા કે ખુટવડાની શેરીઓમા બીડી પીતો કે ઢોર તગડતો ફરતો હોત ! આજે એ શ્રી સિદ્ધહેમ વ્યાકરણની સાથે હૈમલિગાનુશાસન ભણી રહ્યો છે બે–ત્રણ વર્ષ પછી ગુજરાતમા આવીને તમારા સાધુઓને ભણાવતો હશે !

"અને જુઓ પેલો વિદ્યાર્થી ! અહીં આવ્યો ત્યારે મો ઉપરની માખી ઉડાડવાની પણ તાકાત નહોતી. એના જુના કપડા–જે એ પહેરીને આવ્યો હતો તે સાચવી રાખ્યા હોત અને અત્યારે પહેરાવ્યા હોત તો એની દીનતાનો કંઈક ખ્યાલ તમને આવત ! આજે એ ભણતાં ભણતાં શાસ્ત્રીઓને પણ ઘડીભર મૂઝવી નાખે એટલો બુદ્ધિશાળી દેખાય છે !

"આ પાસે બેઠેલા–ઉઘાડે માથે દેખાય છે તે ભાઈ આપણા જૈન નથી પણ જૈન શાસ્ત્ર–સિધ્ધાત પ્રત્યે બહુ

અનુરાગ ધરાવે છે. આપણી પાઠશાળામાં જ રહે છે-ભણે છે.”

સૂરિજી જ્યારે એ પ્રમાણે લગભગ ૫૦ જેટલા વિદ્યાર્થીઓમાંના કોઈ કોઈનો પરિચય કરાવતા અને દરેક વિદ્યાર્થી કેટલું ભણ્યો છે તે બતાવતા ત્યારે વસ્તુતઃ એ સાધુ નહિ પણ સાધુવેષમાં કોઈ અદ્દભૂત શિલ્પી હોય અને પોતે એક સાધકની નિષ્ઠાથી ઘાટ ઘડતા હોય એમ પ્રેક્ષકને લાગ્યા વિના ન રહે.

પાઠશાળા એ જાણે કે નવા યુગનું એક નાનું ગુરુકુળ હતું. નાલંદા અને તક્ષશીલાની બૌદ્ધ વિદ્યાપીઠો તથા એની જાહોજલાલી, દૂરના ભૂતકાળની કેવળ ઐતિહાસિક સ્મૃતિ સ્વરૂપે જ આજે રહી છે. કાશીની યશોવિજય પાઠશાળાની એની સાથે સરખામણી કરવી એ હાસ્યાસ્પદ ગણાય. બૌદ્ધ વિદ્યાપીઠો રાજા-મહારાજાઓ અને ધનવાનોની સંપત્તિ અને ઔદાર્યથી પોષાતી. એ યુગના વિદ્યાનુરાગ અને વિશ્વહિતૈષી તપસ્વીઓની એકાંત સાધનામાંથી વિદ્યાપીઠોના વટવૃક્ષો ઊગી નીકળતા. સૂરિજીના દેશ-કાળ અને પરિસ્થિતિ જૂદા જ પ્રકારના હતાં. એક તો એમને એકલે હાથે બધી જવાબદારી સંભાળવાની હતી અને વળી નાના-મોટા વિરોધોનો સામનો પણ કરવો પડતો.

છતાં પાઠશાળાના વિદ્યાર્થીઓ તો સૂરિજીને જ આચાર્ય કે માતા-પિતાના સ્થાને નીહાળતા. માતાના વાત્સલ્યથી તેઓ વિદ્યાર્થીની અગવડો સમજવા અને

તે દૂર કરવા મથતા પિતાના જેવા પ્રેમથી જ તેઓ સાધુઓ અને વિદ્યાર્થીઓનુ નિયમન કરતા અને આચાર્યની અદાથી એમના નૈતિક તેમજ ધાર્મિક સસ્કારોને ઓપ આપતા

માતાપિતાના સ્નેહ-સહવાસથી વિખૂટો પડેલો વિદ્યાર્થી જ્યારે અભ્યાસથી કંટાળતો, માતૃભૂમિના એ ચાણુથી અકળામણ અનુભવતો ત્યારે એને ઉત્સાહ અને આશ્વાસનના મધુર શબ્દો સભળાવનાર અને એની સ્વાભાવિક નિરાશા કે નિરુત્સાહને નીચોવી નાખનાર સૂરિજી સિવાય અહીં અન્ય કોણ હોય? વિદ્યાર્થી સૂરિજી પાસે જઈને ખુલ્લે દિલે પોતાનુ દુ ખ રડી શકતો અને રડતો ગએલો વિદ્યાર્થી હમેશા હસતે મુખે જ સૂરિજી પાસેથી પાછો વળતો

વિદ્યાર્થીઓને વશમા રાખવાની એમનામા એક પ્રકારની જાદુઇ શક્તિ હતી સ્નેહ-સહૃદયતામાથી જ એ જન્મી હતી સૌને પાઠશાળામા એમ જ લાગતુ કે સૂરિજીનો સ્નેહ ચદ્રકિરણની જેમ સર્વત્ર શાતભાવે સમાનભાવે વર્ષી રહ્યો છે. કુશાગ્રબુદ્ધિના વિદ્યાર્થીઓ જેમ અહીં હતા તેમ ઠોઠ જેવા પણ વિદ્યાર્થીઓ હતા સૂરિજી પાસે એવા ભેદ નહોતા આજે જેને ઠોઠ કહીએ છીએ તે આવતી કાલે પ્રખર પડિત બની શકે એમ તેઓ માનતા અને એવા અનેક દૃષ્ટાતો એમણે જોયા હતા ગોવાળ, ધણથી છૂટા પડી ગએલા જાનવરનુ બીજા કરતા વધુ લક્ષ રાખે

તેમ સૂરિજીને પણ આળસુ, અનુત્સાહી વિદ્યાર્થીઓના વિષયમાં ખાસ ધ્યાન આપવું પડતું.

કોઇ કોઈવાર જ્યારે એમને એમ લાગતું કે વિદ્યાર્થીઓ ભણવામાં પ્રમાદી બનતા જાય છે તે દિવસે એમના વદન ઉપર વિષાદ અને ખિન્નતાની એવી જલદ રેખાઓ અંકાતી કે વિદ્યાર્થીઓની નાની દુનિઆ ઉપર એક મોટી આંધી ઉતરવી જોઇએ એવી આશંકાથી પાઠશાળાનું વાતાવરણ ભારે ગમગીન બની જતું. સૂરિજીનાં પગલાં સાંભળી તે દિવસે, વિદ્યાર્થી પોતાનું મુખ ગમે તેમ કરીને પુસ્તકમાં છુપાવી દેતો.

એવે પ્રસંગે સૂરિજી, વિદ્યાર્થી પાસે ઘંટ વગડાવી સૌને એકત્ર કરતા. કાશીમાં પોતે કેવા અપવાદ સાથે વસ્યા છે અને વિદ્યાર્થી માત્રને માથે કેટલી મોટી જવાબદારી રહેલી છે તે એમની લાક્ષણિક શૈલીમાં સમજાવતા. શબ્દે શબ્દમાં લાગણીઓનો ઘૂઘવાટ ગુંજી ઊઠતો. તેઓ કહેતા: “ અહીં બે–પાંચ વરસ રહીને જ્યારે દેશમાં જશો ત્યારે તમને તમારા સગા–સ્નેહીઓ પૂછશે : “શું ભણ્યા ? કેટલું ભણ્યા ?” એ વખતે જો તમે સાવ નિરક્ષર ભટ્ટાચાર્ય જેવા જ રહ્યા હશો તો આપણી સૌની આબરુના કાંકરા થશે ! એ લોકો કહેશે : “ બિચારો કાશી જઇ આવ્યો પણ ભણ્યોગણ્યો નહિ. ” તમને બિચારો કહે તે કરતાં તમને જોઇને તમારો પાકો વિરોધી પણ બોલી ઊઠે કે : “મારો બેટો, કંઇ ભણ્યો છે ને ?” એવી જાતની તમારી તૈયારી હોવી જોઇએ. તમને કોઇ બિચારો ન કહે, પણ બેટો કહે એવું નામ કાઢો એમ હું ઇચ્છું છું. પણ જ્યારે

તમને આળસ કે પ્રમાદમા પડતા જોઉં છુ ત્યારે મારું શેર લોહી બળી જાય છે ” ખરેખર સૂરિજીના અતરમાં એ ટાણે કેટલી ઊંડી મર્મવ્યથા થતી હશે તે તેમના ધગધગતા શબ્દો ઉપરથી નાનામાં નાનો વિદ્યાર્થી પણ કળી જતો

પાઠશાળાની સ્થાપના અને તેનુ સચાલન તે જાણે કે એમના જીવનનો છેલ્લો પાસો હતો પોતે જે અપવાદો વેઠતા તેનુ તેમને દુખદ ભાન હતુ, આક્ષેપોની વરસતી ઝડીઓ પણ એમનાથી અજાણી નહોતી ચોતરફ વ્યાપી રહેલા એ અધકારમા એમની સામે એક જ આશાકિરણ નૃત્ય કરતુ “ ૫૦–૬૦ વિદ્યાર્થીઓમાથી એક પણ એવો વિદ્યાર્થી નીકળશે કે જે મારા શ્રમ અને સાહસને માથે સિદ્ધિનો મુકુટ આરોપશે ”

પડિત સુખલાલજીએ, પ્રમાણમીમાસા ગ્રથમા, સૂરિજીને જે ભક્તિભીની અજલી અર્પી છે તે જોતા, સૂરિજીનુ એ સ્વપ્ન સફળ નથી થયુ એમ કોણ કહેશે ? પડિતજીએ એ પક્તિઓની અદર જ સૂરિજીની સ્વપ્નસિદ્ધિ સમાવી દીધી છે

“ विद्याप्रचारचित्ताय, विजयधर्मसूरये ।
मद्विद्यामूलमंत्राय, कुर्वे सादरमर्पणम् ॥ ”

( વિદ્યા પ્રચાર એ જ જેમની ઝખના હતી અને મને પણ જેમની પાસેથી વિદ્યાનો મૂળ મત્ર મળ્યો તેમને–વિજયધર્મસૂરિને આ ગ્રથ આદરપૂર્વક અર્પણ કરુ છુ )

( ૫ )

## સૂરિજીને નર્યું પાંડિત્ય નહોતું જોઇતું

શ્રી વિજયધર્મસૂરિજીની મોટામાં મોટી મુશ્કેલી એ હતી કે તેઓ જેમ વિદ્યાર્થી માત્રના માતા-પિતા ને શિક્ષાગુરુ હતા તેમ એમને ધર્માચાર્ય પણ બનવું પડતું. એકી સાથે એમને એક જ રંગમંચ ઉપર ત્રણ-ચાર ભાગ ભજવવા પડતા.

અડધા અભ્યાસે કોઈ વિદ્યાર્થી થાકીને દેશમાં જવાનું કહે તો એ વખતે એમના દિલમાં શૂળ ભોંકાતી છતાં ધમકીથી નહિ પણ શાંતિથી-વાત્સલ્યથી એને સમજાવતા-અભ્યાસ પૂરો કરવા લલચાવતા.

કોઈ પ્રમાદી બની જાય તો તેને સારા ભવિષ્યની આશા બતાવી ઉત્સાહ આપતા. પણ વિદ્યાર્થીઓ અભ્યાસમગ્ન હોય-ઉદ્યમી હોય, બધી રીતે વ્યવસ્થા-તંત્ર ઠીક ઠીક ચાલતું હોય તો પણ ઘણી વાર સૂરિજી અસંતુષ્ટ બની જતા. એમને સતત્ આ એક પ્રશ્ન અક-

ભાવતો "આ બાળકો જો એકલું પાંડિત્ય સંઘરીને બેસી જશે, પાંડિત્ય સાથે ધર્મની રુચી, ક્રિયાતત્પરતા અને સંસ્કારથી વંચિત રહેશે તો દળીદળીને ઢાંકણીમાં ઉઘરાવ્યા જેવું નહિ બને ?"

પાઠશાળામાં તૈયાર થએલા વિદ્યાર્થીને કઠિન-વિષમ શાસ્ત્રીય સમસ્યા ઊકેલતો જોઈ એમનું હૃદય હર્ષાવેશથી નાચી ઊઠતું. કાઠિયાવાડ-ગુજરાતના એક વાણિયાના દીકરાને સંસ્કૃતમાં વાગ્પ્રવાહ ધપાવતો જોઈ એમના રુંવે રુંવે પ્રમોદની દીપ્તિ પ્રકટતી, પણ આટલા સુગભીર પાંડિત્ય સાથે શામનરંગ નહિ ભળે તો પાંડિત્ય પણ જડતાનો જ એક પ્રકાર બની જવાનો એવી એમને હંમેશાં બીક રહ્યા કરતી.

દરેક વિદ્યાર્થીના રોજના કાર્યક્રમમાં સેવાભાવ તેમજ ક્રિયાપરાયણતાને નાનું સરખું પણ સ્થાન મળવું જોઇએ એમ તેઓ માનતા. પાંડિત્યના દર્પ અથવા દંભનું મારણ, એ સિવાય બીજું કયું હોઈ શકે ? નોકરોથી જે કામ બની શકે એમ હોય તે પણ વિદ્યાર્થીઓએ જ કરવું જોઇએ એવી તેમની સામાન્ય યોજના હતી. ખરચમાં બચાવ કરવાની દૃષ્ટિથી નહિ પણ વિદ્યાર્થીઓની સેવાવૃત્તિ કેળવવાનો એ એક જ રાજમાર્ગ છે એમ તેમને લાગતું.

તેથી જ તો અભ્યાસમાં સારી પેઠે આગળ વધેલા વિદ્યાર્થીઓને સવારે ને સાંજે વારાફરતી, નાના તેમજ સમવયસ્ક સંગાથીઓને પીરસવા માટે ફરજીયાત હાજર

થઇ જવું પડતું. રસોઇઓ નોકર ભલે રહ્યો, પણ પીરસનારા તો વિદ્યાર્થીઓ જ જોઇએ. કોઠારમાંથી રોજનો સામાન કાઢી આપનાર અને હિસાબ રાખનાર પણ વિદ્યાર્થી જ જોઇએ. દૂધ લેનાર તથા ઊનું કરીને પ્રમાણસર વહેંચનાર, પાણી ગળ્યા પછી એનો સંખારો ગંગાજીમાં જઈને પરઠનાર, બજારમાંથી શાક વિગેરે લઈ આવનાર, દેરાસરમાં પૂજા–આરતી કરનાર, ગરમ પાણી ઉપર દેખરેખ રાખનાર એ સૌ વિદ્યાર્થીઓ જ જોઈએ. અભ્યાસની સાથે આ કામ–ફરજ બજાવવા જતાં કેટલાકો કચવાટ કરતા અને સૂરિજી પાસે પણ એ કચવાટ પહોંચતો. પણ તેઓ કહેતા કે: " મારો ઉદ્દેશ માત્ર કામ કરાવવાનો નથી, પણ તમે ઉમંગ ને ઉલ્લાસથી તમારા ભાઈ–ભાંડુઓની સેવામાં રસ લેતા થાઓ, થોડાઘણો ભોગ આપીને પણ બીજાને ઉપયોગી બનો એમ હું જોવા માગું છું. આજે આટલું ફરજીયાત કરો છો તો કોઈ દિવસે એ મરજીયાત બની જશે. "

ગુરુવંદન, પૂજા, પ્રતિક્રમણ અને ક્રમશઃ આયંબિલ અમારા વિદ્યાર્થી જીવનમાં ફરજીયાત હતા. લગભગ સૂર્યોદય ટાણે ઘંટ બજે અને ઝાલરનો અવાજ સાંભળીને ચારે કોરથી ભકતજનો દોડી આવે તેમ પાઠશાળાની બીજા માળ–ત્રીજા માળની ઓરડીઓમાંથી ને પરશાળમાંથી વિદ્યાર્થીઓની કતાર સીઢીના પગથિયા ઉતરવા મંડી જતી. પાંચ–દસ મિનટમાં બધા વિદ્યાર્થીઓ હાજર થઈ જતા. ખાસ ચિંતા કે ઉપાધિમાં ન હોય તે દિવસે

સૂરિજીનું નાનું સરખું પ્રવચન પ્રાતઃકાળમાં જ વર્ષી જતું. સાત-આઠ દિવસે એમને કંઈ ને કંઈ કહેવાનું તો હોય જ.

એક દિવસે કહેશે: "આજે મોટી પાંચમ છે. એકલું ભણ્યા કરવાથી દી નહિ વળે. ભણેલા તો આ શહેરમાં હજારો પંડિતો છે. સાથે ધર્મની ક્રિયા પણ કરતા રહો. ભણ્યા હશો પણ જો અંતરમાં તપ કે વિરાગનો છાંટો નહિ હોય તો તમારી એક કોડી જેટલી પણ કીંમત નહિ રહે."

બીજી કોઈ વાર વિદ્યાર્થીઓના સમૂહને ઉદ્દેશીને કહેતા: "હમણાં હમણાં મેં સાંભળ્યું છે કે બજારમાંથી બોર ને જામફળ છાનાં છાનાં આવે છે અને ઉજાણીઓ ઊડે છે. તમે તે શ્રાવકોનાં સંતાનો છો કે કોઈ મિથ્યાત્વીનાં! ચાલો, ઊભા થાઓ. હાથ જોડો." લગભગ બધા જ ઊભા થઈ જતા. પણ સાચા દિલથી પ્રતિજ્ઞા લેનારા ઓછા. સૂરિજી પણ એ સમજતા હશે, પણ બહુ દબાણ નહોતા કરતા.

પૂજા, પ્રતિક્રમણ, ચોવિહાર અને વારાફરતી આયંબિલ માટે એમનો આગ્રહ એકધારો રહેતો, છતાં ઘણી વાર એમાં પણ ભરતી-ઓટ આવ્યા કરતાં. કોઈ વાર પૂજા-પ્રતિક્રમણમાંથી ખસતાં ખસતાં માત્ર બે-પાંચ જણા જ રહ્યા હોય! ચોવિહારમાં પણ ગરમીની ઋતુમાં એવી જ શિથિલતા આવી જતી. એવે વખતે સૂરિજીને વધુ કડક બનવું પડતું. નાની ઉંમરના વિદ્યાર્થીઓની-

સ્થિતિ તેઓ સમજતા, પણ થોડી છૂટછાટ મૂકવા જતાં મૂળ નિયમ નિઃસત્ત્વ ન બની જાય તેની પણ પૂરી કાળજી રાખવી પડતી. રોજ પૂજા ન કરે તેને બીજે દિવસે દૂધ ન મળે અને પ્રતિક્રમણ ન કરે તેને ઘી ન મળે–લૂખું ખાય એવા કામચલાઉ નિયમો કરેલા. ક્રમે ક્રમે એ નિયમો પણ ભૂલાઇ જતાં. એ રીતે રોજના કે વાર–તહેવારના પ્રવચનોમાં એના પુનરુદ્ધારનું કામ રોજ ચાલતું જ હોય. સૂરિજીએ કંટાળીને એ આખો વિષય પડતો મૂકયો હોય એવું કદિ નથી બન્યું.

આયંબિલના વિષયમાં તેઓ ખૂબ જ જાગૃત રહેતા. એમની એ દૃઢ માન્યતા હતી કે આયંબિલ જેવું વિઘ્ન કે ઉપસર્ગ જય કરનારું બીજું એકે સાધન નથી. એટલે જ પાઠશાળામાં રોજ એક આયંબિલ સાધુ–સમુદાયમાંથી અને એક આયંબીલ વિદ્યાર્થી વર્ગમાંથી ક્રમસર થવું જ જોઇએ એવો આગ્રહ ધરાવતા. એ માટે ક્યારે કોણે આયંબિલ કરવાનું છે તેનો તેઓ જાતે જ નિર્ણય કરી રાખતા અને જેનો વારો હોય તે પોતે આવીને પચ્ચખાણ ન લઇ જાય ત્યાં સુધી પોતાને આયંબિલ કરવું પડે તો તેને માટે તૈયાર રહેતા. સાચે જ આયંબિલનો પ્રભાવ પ્રત્યક્ષ જેવો બની ગયો હતો. પાઠશાળાની લાંબી કારકીર્દી દરમ્યાન કોઇ દિવસ વિદ્યાર્થી ગંભીર માંદગીને બીછાને પડયો હોય એવો એક પણ પ્રસંગ નથી બન્યો. સૂરિજી કહેતા કેઃ “એ બધો આયંબિલનો જ પ્રતાપ !”

કોઇને એમ લાગે કે સૂરિજી જે રીતે વિદ્યાર્થીઓ પાસે ધર્મક્રિયાઓ—વ્રત—પૂજા—પ્રતિક્રમણ કરાવતા, ફરજીયાત ઉકાળેલા પાણી વિદ્યાર્થીઓને પાતા અને વદન તથા ચોવિહારની ફરજ પાડતા તે ઉપરથી વિદ્યાર્થીઓ સાવ જ દીન, રાંક કે વેદીયા બની જતા હશે, અથવા તો એમના સ્વાભાવિક રસોલ્લાસ હણાઇ જતા હશે એવી કદાચ કોઇને શંકા આવે પણ વિદ્યાર્થી—જગતની ચપળતા અને ચંચળતા હંમેશા દરેક દેશ—કાળમાં એકધારી જ રહી છે ઉપદેશગૃહમાંથી નીકળ્યા પછી કેટલાક કિશોરો તો સીધા શાકબજાર તરફ જ દોડતા કોઇ પૂછે કે "ક્યાં જાય છે ?" તો જવાબ મળતો "કાશીના બોર અને જામફળ લેવા"

"હજી હમણાં જ મહારાજશ્રીએ બોધ આપ્યો, બોર ને જામફળ નહિ ખાવાનો તે ન સાંભળ્યો ?"

"સાંભળ્યો તો ખરો પણ એ તો એમ કહેવાનો એમનો ધર્મ છે ત્યારે શું મહારાજ સાહેબ આપણને સૌને એમ કહે કે તમે ખૂબ ખૂબ બોર—જમરૂખ ખરીદીને ખાજો ?"

બીજા એક વિદ્યાર્થીને એનો સહાધ્યાયી કહેતો. "તે તો હાથ જોડ્યા છે પચ્ચખાણ કર્યાં છે અને છતાં બોર ખાઇશ ?"

જવાબ મળતો "હાથ તો જોડ્યા હતા, પણ સાધાનો છેલ્લો અગત્યનો પાઠ 'વોસિરામિ' આવ્યો ત્યારે

મેં હાથ હેઠા મૂકી દીધા હતા. હાથ પોલા જ રાખ્યા હોય તો આઘા ન વળગે. ” અણુપલોટ નવા વિદ્યાર્થીઓ પણ ઓછા ડાહ્યા નહોતા ! ધર્મક્રિયાની આટલી ચીવટ અને સખ્તાઇ વચ્ચે પણ વિદ્યાર્થીઓનો આત્મા ગુંગળાઇ ગયો નહોતો. સૂરિજી એક તરફ સખતાઇ કરતા તો બીજી તરફ વિદ્યાર્થી નવી એકાદી નાની બારી ઉઘાડી નાખતો.

ગજ–ગ્રાહ જેવું આ દ્વંદ્વ અમારી યશોવિજયજી જૈન પાઠશાળામાં ચાલ્યા જ કરતું. ઉછરતી પ્રજાને ધાર્મિક સંસ્કારથી કેમ રંગવી એના આજ સુધીમાં અનેક પ્રયોગો થયા છે. દબાણથી નહિ પણ રસ અને સ્નેહથી એ સંસ્કારોની ઉપકારકતા વિદ્યાર્થીના અંતર ઉપર ઠસાવવી જોઇએ, એમ કહેવાયું છે. વય અને અભ્યાસની યોગ્યતા કે અધિકાર પણ જોવા પડે. પરંતુ એકલા સૂરિજીને એટલો અવકાશ નહોતો. તેઓ વધુ પડતા સખત બની શકતા નહિ.

સૂરિજી પાસે જ્યારે અમારા કોઇ સાધુ ફરિયાદ કરતાઃ “ મહારાજશ્રી ! આપ આટઆટલું રોજ વઢો છો છતાં મેં આજે એક વિદ્યાર્થીને બેસીને નવકાર ગણ્યા વિના, એમ ને એમ ઊભો ઊભો પાણીનો પ્યાલો ગટગટાવતો ભાળ્યો ! કોઇક જુએ તો શું કહેશે ? ” સૂરીશ્વર એને સમજાવતાઃ “એ વિદ્યાર્થી આપણે ત્યાં ન આવ્યો હોત, એના માબાપ પાસે એના ગામડામાં હોત તો

અળગણુ પાણી પીતો, જૂઠું બોલતો હોત, ચોરી પણ કરતો હોત એના કરતા અહી ઊભો ઊભો પાણી પીએ તો આપણે ઘડીભર આખ આડા કાન કરી દેવા જોઇએ, છતા તમે કહો છો તો હુ ધ્યાનમા રાખીશ, એમને સમજાવીશ ”

ધર્મસસ્કાર માટે સૂરિજી નિયમો ઘડતા પણ એકલા નિયમોની મદદથી કોઇ ધાર્મિક કે સસ્કારી થોડુ જ બન્યુ છે ? એક નિયમન બીજા દિવસની પ્રભાતે નિ સત્ત્વ બનતુ સૂરિજી સગી નજરે નીહાળી રહેતા બહારથી નિયમપાલન માટે તેઓ બની શકે તેટલા કડક બનવા ચાહતા પણ અતરનુ વાત્સલ્ય, એની પાછળ ને પાછળ ધસી આવતુ કડકતાને એ વાત્સલ્યભાવ નરમ બનાવી નાખતુ

નિયમોના આઘાત ને પ્રત્યાઘાત ઘુટાયા કરતા વિદ્યાર્થીઓને પોતાની અશક્તિનુ ભાન હતુ, પણ એ અશક્તિ નીભાવી લેવામા આવે તો વિદ્યાર્થી જીવનને જ નહિ પણ ભવિષ્યને પણ ઘેરી લે એવી એમની વિચારશૈલી હતી સૂરિજી એકલા વિદ્યાર્થીઓ તૈયાર નહોતા કરતા પરીક્ષા આપીને પાસ થાય અને કામધધે વળગે એટલે પોતાનુ કામ પૂરુ થયુ એમ નહોતા માનતા એમને તો આ માટીનાં પિડ અને અણઘડ પત્થરોમાથી માનવ મૂર્તિઓ તૈયાર કરવાની અભિલાષા હતી એમનુ કોઈ

અંગ નબળું ન દેખાય એની એમને સતત ચિંતા રહ્યા કરતી.

પણ ખરું પૂછો તો યશોવિજય જૈન પાઠશાળાના વિદ્યાર્થીઓએ નિયમન કે ફરજીયાત વિધિપાલનમાંથી જેટલું મેળવ્યું હશે તે કરતાં હજારગણું વધારે અને સદા ટકી રહે એવું ઘણું, શ્રી સૂરિજી સાથેના અંગત સહવાસ તેમજ પરિચયમાંથી મેળવ્યું છે. સૂરિજીનું સબળ વ્યક્તિત્વ પ્રચ્છન્નપણે સંસ્કાર સીંચતું. એ સંસ્કારસીંચન સ્થૂળ આંખને દેખાતું નહોતું પણ એ અદૃશ્ય રહેતું તેથી જ એનો પ્રભાવ પાકા રંગ જેવો પડતો.

સૂરિજી એમના ખુલ્લા સ્વચ્છ ખંડમાં, સૌને એટલા જ ખુલ્લા દિલથી, એટલા જ સ્વચ્છ ભાવથી મળતા. ગમે ત્યારે ગમે તે વિદ્યાર્થી અને સાધુ એમની પાસે જઈ શકતો અને કોઈ પાસે આવે એટલે સૂરિજી તરત જ લખવા કે વાંચવાનું કામ હેઠે મૂકી દેતા. એમને પોતાની વિચારશૃંખલા તુટવાની કોઇ દિવસ બીક નહોતી તેમજ વિચારેલું પાછું ખોવાઇ જશે એમ પણ નહોતું લાગતું. જાણે કે કોઇને મળવાની રાહ જોઈને જ બેઠા હોય, આવનારને થોડો વિલંબ થયો એટલે જ પોતે કામ પતાવતા બેઠા હોય એવો સામા માણસને આભાસ થતો. સૂરિજીએ ખાનગી વાત કરી નથી, ખાનગી કે બે–પાંચ જણ વચ્ચે ન કહી શકાય એવી કોઈ વસ્તુ એમની પાસે નહોતી. ઘણી વાર પંડિતો, શાસ્ત્રીઓ, જિજ્ઞાસુઓ અને

ચાયકો સૂરિજી પાસે આવીને બેસતા કોઈ દિવસ અધ્યાત્મ કે તત્ત્વજ્ઞાનની ચર્ચા થતી હોય, કોઈ દિવસ ન્યાય, વ્યાકરણ કે સાહિત્યની વાતો થતી હોય તો કોઈવાર

"पचैतानि पवित्राणि, सर्वेषां धर्मचारिणाम्।
अहिंसासत्यमस्तेय, त्यागो मैथुनवर्जनम् ॥"

સર્વ ધર્મોએ સ્વીકારેલા અહિસા, સત્ય વિગેરે વિષે વિચારોની આપ-લે ચાલી રહી હોય

અહિસા, સત્ય, સ્યાદ્વાદની વાત નીકળતા સૂરિજીના રોમેરોમમા પ્રફુલ્લતા તરવરતી એ વખતે જો કોઈ તટસ્થ પ્રેક્ષક બારીકાઈથી જુએ તો સૂરિજી એક દાનેશ્વરીની જેમ પોતાનો અતરભડાર પૂરેપૂરી પ્રસન્નતા સાથે લૂટાવતા હોય એમ લાગ્યા વિના ન રહે પાડિત્ય અને વિદ્વત્તા તો કાશીમા પુષ્કળ હતી નહોતી માત્ર આધ્યાત્મિક ગવેષણા, ન્હોતો વિવેક, ન્હોતી સયમ, ત્યાગ વિગેરેની ભાવનાશ્રેણી જિજ્ઞાસુઓ પાસે સૂરિજી પોતાની વડીલોપાર્જિત મૂડી ખુલ્લી મૂકતા પાસે બેઠેલા વિદ્યાર્થીઓ પણ ગજા જોગુ એમાથી પાન કરી લેતા

સૂરિજીનુ સાન્નિધ્ય એજ ખરુ મસ્કાગમિચન હતુ જેના નયનોમાથી સતત વાત્સલ્યનો અમીરસ ઝરતો હોય, જેના વચને વચને સમર્પણતાનો મત્ર ગુજતો હોય, જેનુ જીવન શ્રમણ સસ્કૃતિના મદ-મધુર સગીત જેવુ હોય તેનો સીધો કૃપાપ્રસાદ ભલે ન મળે પણ એ પ્રસાદની એકાદી કણિકા તો મળી જ જાય યશોવિજય પાઠ-

શાળાના સાધુઓ અને વિદ્યાર્થીઓને વિદ્યા અને પાંડિત્ય ન લાધ્યાં હોય તો પણ સૂરિજી તરફથી જે સંસ્કારધન મળ્યું છે તેનું મૂલ્યાંકન થઇ શકતું નથી.

આજે પણ જ્યારે પાઠશાળાના વિદ્યાર્થી આગળ તે દિવસોની સૂરિજીની જીવંત મૂર્તિ ખડી થાય છે ત્યારે એ સદા પ્રસન્ન રહેતી મુખાકૃતિ અને એ તેજસ્વી ભાલ અને નયનમાંથી ઉભરાતી દીપ્તિને નિહાળી એક ઊંડો નિઃશ્વાસ નાખે છે. એને એમ જ લાગે છે કે "ખરેખર! એ દિવસો ચાલ્યા ગયા!"

વીસ–પચીસ વરસ ઉપરના એ નિયમન અને નિયંત્રણ આજે ભૂલાઇ ગયા છે! વિદ્યાર્થી અવસ્થાના તોફાનો અને સ્વચ્છંદો પણ ભૂલાયા છે. સુખ–સગવડતાઓ અને દુઃખ કે વિષાદો પણ ભૂતકાળના પ્રવાહમાં તણાઇ ગયા છે. નથી ભૂલાઇ અને નહિ ભૂલાય એ સૂરિજીની સંસ્કારમૂર્તિ!

## ( ૬ )

## સૂરિજીનો સ્વાભાવિક જીવનવિકાસ



स्वर्गस्थोऽसौ विलसति सुखं
मद्गुरुर्वृद्धिचन्द्रः ।

**શ્રી** વિજયધર્મસૂરિ કોઈ મોટી નિશાળે નહોતા બેઠા નવા જમાનાના સુખ-સાધનો અને નવા યુગપ્રવાહો સાથે પણ એમને લાંબી ઓળખાણ નહોતી. મહુવા એ

એમની જન્મભૂમિ હતી અને મહુવામાં જ બાલ્યાવસ્થાના કેટલાક દિવસો રમત-ગમતમાં અને સટ્ટા જેવા જુગાર ખેલવામાં વીતાવ્યા હતા. બંદર તરીકે ખ્યાતિ ધરાવતા અને હરિયાળી વાડીઓને લીધે અત્યંત રમણીય લાગતા આ ગામને પોતાનો ગૌરવવંતો ઇતિહાસ છે. સ્વ. વીરચંદ રાઘવજી અને શ્રી વિજયનેમિસૂરિજી જેવા જૈન પ્રચારક અને આચાર્યના નામ સાથે પણ આ ભૂમિનો પ્રભાવ અંકાએલો છે.

બાળક મૂળચંદે પ્રકૃતિની લીલાસ્થાન જેવી આ ભૂમિમાંથી સાહસ અને પુરુષાર્થનું પાન કર્યું હશે. દૂર-દૂર ગર્જતા સાગરના ઉદ્‌ઘોષે એ તોફાની-નિરંકુશ બાળકના ભોળા અંતરમાં કંઈ કંઈ આશા-આકાંક્ષાઓ જગાવી હશે. માલણ નદીના નીરની, કાશીમાં પણ સૂરિજી ઘણીવાર પ્રભાવકથા કહેતા. માલણ-કાંઠાના અધિવાસીઓ જો હરિફાઈમાં ઉતરે તો કોઈથી પાછા હઠે નહિ, અને વખત આવ્યે પોતાના પ્રાણ પણ હોડમાં મૂકી દે એવી એમના અંતરમાં ઊંડી છાપ પડી હતી. મહુવાના આસપાસના પ્રદેશની ઘણી શૌર્યકથાઓ-સાહસકથાઓ એમણે લોકભાષામાં સાંભળી હશે. સૂરિજી મહુવાની ભૂમિને ઘણી વાર ભક્તિભીના ભાવથી યાદ કરતા.

પણ આ સૂરિજીના દિલમાં સેવા અને સંસ્કારનાં અમીસિંચન ક્યારે અને કોણે કર્યા? "स्वर्गस्थोऽसौ विलसति सुखं मद्गुरुर्वृद्धिचन्द्रः" એ પ્રમાણેની પાદ-

પૂર્તિવાળા એક અષ્ટકમા શ્રી સૂરિજીએ પોતાના ગુરુદેવને ઉપરાઉપરી અનેક અજલીઓ અર્પી છે આ અષ્ટકમા જ નહિ પણ સૂરિજીએ ઘણી વાર વિદ્યાર્થીઓ અને સાધુઓની સસદમા એમના ગુરુ–શ્રી વૃદ્ધિચદ્રજી મહારાજની તેમજ તે વખતના પુનરુદ્ધારક જેવા સયમપ્રધાન બીજા મુનિવરોની યશગાથાઓ ઉચ્ચારી છે સ્વ શ્રી વૃદ્ધિચદ્રજી મહારાજને માટે એમને અતિશય માન હતુ, એટલુ જ નહિ પણ યથાશક્તિ એમને પગલે ચાલવાની, તન્મય બની રહેવાની એમની ઉત્કટ મનોભાવના હતી

શ્રી વૃદ્ધિચદ્રજી મહારાજનો અને એમના ગુરુ શ્રી બુટ્ટેરાયજી મહારાજનો સમય, શ્વેતાબર જૈન સઘને માટે ક્રાન્તિકાળ હતો ક્રાતિ કે વિપ્લવની વાતો આજની અપેક્ષાએ તે વખતે નહોતી થતી જૈન ધાર્મિક ને સામાજિક ઇતિહાસનુ એ એક મહાન્ સૌભાગ્ય છે કે એની કપરામા કપરી કસોટીની પળે જાણ્યેઅજાણ્યે એક યુગાવતાર પ્રકટતો ક્ષિતિજ ઉપર દેખાય છે સમાજને એ શાત ક્રાતિકારી તૈયાર કરે છે, યુગપલટાએ ઉપજાવેલા મનોભાવોને સતોષે છે અને નવા યુગનુ પ્રભાતિયુ ગાઈ સૌને જાગૃત–કર્તવ્યપરાયણ બનાવે છે

ચૈત્યવાસ અને શૈથિલ્યના અધારા પખવાડિયા જૈન ઇતિહાસમા ઊતર્યા છે શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ એમ બન્ને પક્ષો મળીને જ એક ચાદ્ર માસ રચે તેમ જૈન

શાસનના છેલ્લા અઢી હજાર વર્ષના લાંબા ગાળામાં ઘણા અંધારાં પખવાડિયાં દેખાયાં છે. શુકલપક્ષ જાણે કે કૃષ્ણ-પક્ષની જ તૈયારી કરતો હોય અને કૃષ્ણપક્ષ શુકલપક્ષની રાહ જોતો બેઠો હોય એવી ઘટનાઓ આ ઇતિહાસમાં બની છે. ઉત્કટ ક્રિયામાર્ગ એની આયુસમર્યાદા પૂરી થયે વિદાય લેતો હોય અને પુનઃ કોઈ પ્રભાવકના હાથે ક્રિયોદ્ધાર થતો હોય એવી અનેક પરંપરાઓ જૈન ઇતિ-હાસમાં બની ગઇ છે.

શ્રી બુટ્ટેરાયજી મહારાજ અને શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજનો સમય શુકલપક્ષનો આરંભ સૂચવતો હતો. પંજાબ, મારવાડ અને ગુજરાતના ઘણાખરા ભાગોમાં યતિઓનું તો કયાંઇક કયાંઇક સ્થાક-વાસી પ્રચારકોનું પરિબળ જામ્યું હતું. શ્રી બુટ્ટેરાયજી મહારાજે જ અમૂર્તિપૂજકના વાડામાંથી છૂટવાની પહેલી હિમ્મત દાખવી હતી અને એમને એ માટે ઘણું સહન કરવું પડયું હતું. શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજે પણ અજ્ઞાન, ઝનૂન અને રૂઢીબદ્ધતાની રેશમી માયા-જાળમાં તરફડતા જીવોની લીલા પ્રત્યક્ષ નીહાળી હતી. ધર્મના નામે ચાલતા પેટભરા વહેવારો અને વીત-રાગપ્રરૂપિત સિદ્ધાંતની ઓથે ચાલતા કાવાદાવાનો એમણે પગલે પગલે અનુભવ કર્યો હતો. વ્યાકરણને વ્યાધિકરણ માની શાસ્ત્રીય અધ્યયનનો માર્ગ રુંધનાર સાંપ્રદાયિક મોવડીઓનો એમને કડવો અનુભવ થઇ ચૂકયો હતો. સંયમ, તપ અને જ્ઞાન–આરાધનાની શુદ્ધ હવા શ્વાસમાં

લેવા માટે જ એમણે પોતાના પરિચિતો અને સુખ–શાંતિથી ભરેલા સંકુચિત વાતાવરણનો ત્યાગ કર્યો હતો. વિરોધનો સામનો ક્ષમાથી કરવાનો અને વિદ્વેષીને પણ યુક્તિ–પ્રમાણથી સમજાવવાનો એમનો નિરધાર હતો એટલે જ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજની શાંતિ, સરળ-સુબોધ ઉપદેશશૈલી અને સંયમરાગ આજે પણ દૃષ્ટાંતરૂપ બની ગયા છે

શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના જેણે પડખા સેવ્યા હોય, એમની સંયમી જીવનચર્યા પાસે રહીને નીહાળી હોય અને સૌથી વધુ તો અધ્યયન–અધ્યાપન માટેની એમની ઝંખના અનુભવી હોય તેને એમના સંયમ અને શાસ્ત્રાનુસારિતા માટે બહુમાન ઉદ્ભવ્યા વિના ન રહે.

શ્રી વિજયધર્મસૂરિજીએ, દીક્ષાના આરંભના વર્ષોમાં ખૂબ ગુરુભક્તિ કરી હતી ગુરુની ભક્તિ કરવી જોઈએ, કારણ કે શિષ્યોનું એ પરમ કર્તવ્ય ગણાય છે, એવી લૌકિક દૃષ્ટિથી નહિ પણ ગુરુભક્તિ સિવાય બીજો કોઈ પરમધર્મ પોતાને માટે હોય એમ તેઓ માની શકતા જ નાહ અભ્યાસનો નાદ હજી એમને નહોતો લાગ્યો. અભ્યાસને અંતે જે લાધવાનું છે તે ગુરુભક્તિને પ્રતાપે મળી જવાનું એવી એમની પાકી શ્રદ્ધા હતી ગુરુભક્તિએ શ્રી વિજયધર્મસૂરિના અંતરદ્વાર અકળ રીતે ઉઘાડી નાખ્યા એ ઊઘડેલા દ્વારમાં થઈને શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજની શુદ્ધ સંસ્કારશ્રીસિ એમના અંતરમાં પ્રવેશી.

સૂરિજીની ગુરુભક્તિ અજબ અને અનન્ય હતી. આંકડાથી કે અખતરાથી ગુરુભક્તિનો પ્રભાવ સાબિત કરવો અશક્ય છે, પણ સૂરિજીના જે છાત્રોએ સૂરિજીના મુખેથી ગુરુજીનાં તપ, સંયમ, શાંતિ અને જ્ઞાનઝંખનાની ભક્તિરસતરબોળ કથાઓ સાંભળી છે તેમને એ શાંતમૂર્ત્તિ–તપસ્વી સ્વભાવતઃ શ્રમણસંસ્કૃતિના ધજાધારી હોય એવી કલ્પના સ્ફૂર્યા વિના ન રહે. શ્રી વિજયધર્મસૂરિ, ગુરુકૃપાની જીવંત પ્રતિમા સમા હતા, એમની પદપંક્તિને જ અનુસરનારા હતા, એમ કહીએ તો ચાલે.

સૂરિજીની બાલ્યાવસ્થા આપણે જાણીએ છીએ, એમની બુદ્ધિશક્તિની વાત પણ એમના પોતાના કહેવાથી જ આપણે જાણી છે. શાસ્ત્ર કે પરંપરાના જ્ઞાનથી વંચિત એવા આ શિષ્યને, ભલભલા પંડિતોની સામે હિમ્મતભેર ઉભવાનું કોણે શીખવ્યું ? કોણે બળ પ્રેર્યું ? નિષ્ઠાપૂર્વકની ગુરુભક્તિ, લૂલાલંગડાને પણ ઊંચા ગિરિવરો ઓળંગવાની શક્તિ આપે છે એ કથન કેવળ કલ્પનાવિલાસ નથી, અસંખ્ય અનુભવોના નીચોડરૂપ નથી લાગતું ?

સૂરિજીના જીવનને જો કોઇ શાળાના શિક્ષકે કે પગારદાર પંડિતે ઘડયું હોત તો એમની પ્રતિભા જરૂર ખીલી નીકળત. સૂરિજીના જીવન ઉપર કોઇ શ્રીમંત કે સત્તાધારી શ્રાવકની ભક્તિછાયા પડી હોત તો એમની પ્રતિષ્ઠામાં થોડી રંગોળી પૂરાત, શિષ્યલોભી સ્નેહદુર્બળ ગુરુજી મળ્યા હોત તો સૂરિજીના જીવનમાં કેટલાક

નડામા જાળા-ઝાખરા ફુટી નીકળત સદ્ભાગ્યે સૂરિજીને એવા સારથિ મળ્યા કે જે-સ્નેહાળ કરુણાળ હોવા છતા ક્રિયા-કલાપ અને આચારવિચારમા એટલા જ ઉગ્ર અને કડક હતા, જેમના આત્માની ઊંચાઈ ગિરિશિખરની હરિફાઇ કરે તેવી હતી, છતા શિષ્યોને સારુ દુર્ગમ કે દુ સાધ્ય નહોતી એમના વ્યાખ્યાનો તથા નાના મોટા ઉપદેશોમાથી શાતસુધારસ સતત ટપકતો એટલુ જ નહિ પણ શાતિના અણુ-પરમાણુથી જ એમનુ અગ ઘડાયુ હતુ, એટલે જ તેઓ આજે પણ શાન્તમૂર્ત્તિના નામથી ઓળખાય છે

જે જેનુ ધ્યાન ધરે છે તે તેવો બની જાય છે શાન્તમૂર્તિ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના ગુણપ્રભાવનુ ધ્યાન ધરના શ્રી સૂરિજી વિજયધર્મસૂરિ પણ ઘણા વિષયોમા ગુરુજીની જ નાની આવૃત્તિ જેવા બની ગયા હતા અધ્યયન-અધ્યાપનનો અને જીવન વિધાયક સામર્થ્ય ધરાવનાર વિધિવિધાનોનો વારસો વસ્તુત શ્રી સૂરિજીને ગુરુદેવેજ આપ્યો હતો એ વારસાને સૂરિજીએ સવાયો કરી બનાવ્યો

બનારસમા ઉનાળાના દિવસો દરમીયાન સખત ગરમી પડે છે ઊંચી ઇમારતોનો એક એક પ થર આખો દિવસ તપનો રહી, રાત્રિના ઠડા પહોરે પણ ઉની વરાળ કાઢે છે આવી સ્થિતિમા પણ નાના-મોટા દરેક વિદ્યાર્થીએ રાત્રે ચોવિહાર (અન્ન-પાણીનો ત્યાગ) તો કરવો જ

જોઇએ એવો આગ્રહ સૂરિજી રાખતા. મોટા વિદ્યાર્થીઓ એ નિયમમાં થોડી છૂટછાટ માગતા અને નાના વિદ્યાર્થીઓ તો પોતાનું ગમે તેમ કરીને ફોડી લેતા. સૂરિજી પોતે પણ કબૂલ કરતા કે રાત્રિના ટાણે તૃષાનો આવો શોષ, બનારસમાં આવ્યા પહેલાં–ગુજરાતમાં કોઇ દિવસે પણ નહોતો અનુભવ્યો. વિદ્યાર્થીઓ આવી અસહ્ય ગરમીમાં રાત્રિએ ચોવિહાર કરે છે એ જોઇ એમને બહુજ આનંદ થતો. કોઇ દિવસે થોડી છૂટછાટ મૂકવાની દરખાસ્ત આવે તો તેઓ કોચવાતા.

તપશ્ચર્યા, સંયમ અને વિરાગને અભ્યાસ કરતાં પણ તેઓ વધુ ઉચ્ચ સ્થાન આપતા. જીવનમાં તાકાત અને ઐશ્વર્ય પૂરનારું સાચું બળ ગ્રંથોમાં–પાંડિત્યમાં નહિ પણ ત્યાગ અને સહિષ્ણુતામાં રહેલું છે એમ તેઓ ઠસાવતા. ખરૂં જોતાં સૂરિજીનું, ગુરુદેવ પાસેથી મેળવેલું આ સંસ્કારધન હતું.

પોતાની દરેક સફળતામાં અને પ્રતિષ્ઠામાં તેઓ પોતાના સ્વ. ગુરુદેવનો જ અદૃશ્ય હાથ જોતા. મૂંઝવનારી પરિસ્થિતિમાંથી પણ ગુરુદેવનું પુણ્યબળ પોતાને ઉદ્ધરશે એવી એમની પાકી શ્રદ્ધાને જીવનભર કોઈ ચળાવી શક્યું નથી. દીક્ષાના પ્રથમ દિવસથી માંડી, છેલ્લા શ્વાસોચ્છ્વાસ પર્યંત એમણે પોતાની સઘળી સિદ્ધિઓ ગુરુદેવના ચરણે જ ધરી દીધી હતી. ગુરુજીના દોષો હોય તો તે પણ કહી નાખવા જોઇએ એવી મતલબની સંસ્કૃત સાહિત્યમાં

એક ૫કિત છે શ્રી સૂરિજી પૂરા બળથી એનો પ્રતિકાર કરતા યોગની ભાષામા કહીએ તો તેઓ એક રીતે કર્મ-યોગી હતા ગુરુના સ કેતથી અને ગુરુની પ્રેરણાથી જ આ યશ, આ સિદ્ધિ અને આ બળ પોતાને પ્રાપ્ત થયા છે અને એ બધા ગુરુચરણે જ ધરવા જોઈએ એ પ્રકારનુ એમનુ લક્ષ્યમા ન આવે એવુ વ્રત હતુ

સ્વ ગુરુજીએ છેલ્લે છેલ્લે ધર્મવિજયને પન્યાસ પદવી આપવા માટે, હાજર રહેલા સાધુઓ તથા શ્રાવકોને ભલામણ કરેલી શ્રી સૂરિજીની સેવાથી એમને કેટલો સતોષ થયો હશે તે એ ઉદ્ગારો ઉપરથી જણાય છે પન્યાસપદ એ વખતે એમને પોતાના ગજા ઉપરાતનુ પદ લાગ્યુ હશે, પણ ગુરુકૃપા અને ગુરુના અનુગ્રહે પદવીનુ પાટિયુ જ ન આપ્યુ, આચાર્યપદની સાથે ખ્યાતિ અને ગૌરવનો પણ એમને શિરે અભિષેક કર્યો

ગુરુના નિકટ સહવાસે અને સસ્કારે જ શ્રી વિજયધર્મસૂરિને, સહગના ગણ જેવા સળગતા શુષ્ક પાડિત્યના રસ્તે જતા રોકયા—રૂઢ આચાર અનુષ્ઠાનની અધ ભૂલભૂલામણીમા આથડતા બચાવી લીધા ગુરુજીએ જ એમને જીવનદૃષ્ટિ આપી જ્ઞાન અને તપ, પ્રતિષ્ઠા અને આત્મશુદ્ધિ જેવા પરસ્પરવિરોધો વચ્ચેથી માર્ગ કાઢવાની વિરલ વિદ્યા ગુરુજીએ જ શીખવી ચદ્ર જેમ સૂર્યનો તાપ સગ્રહી તપેલા જીવોને કોમળ કિરણોથી નવરાવે છે તેમ ગુરુનો પ્રભાવ ઝીલી શ્રી વિજયધર્મસૂરિજીએ નિર્દભપણે એમના જ ઉપદેશ અને આદર્શનો પોતાની રીતે પ્રચાર કર્યો

(૭)

## સ્વામીજી ને શાસ્ત્રીજી

**કાશીમાં** શ્રી વિજયધર્મસૂરિનું આગમન એક ઐતિહાસિક ઘટના બની ગઇ. જૈન સાધુએ કાશીમાં કોઈ દિવસ પગ જ નહોતો મૂકયો એમ કહેવાનો આશય નથી. શ્રી યશોવિજય અને વિનયવિજયજી છૂપે વેશે કાશીમાં રહી ગએલા અને જ્ઞાનભંડારમાંથી લૂંટાય તેટલું લઈ ગએલા. ગુજરાતને આંગણે એમણે એ ધન છૂટે હાથે વેર્યું અને એ ગુજરાતનો વારસો બની ગયો. તે સિવાય યાત્રિકના રૂપે પણ જૈન સાધુઓ કાશીની સ્પર્શના કરી ગયેલા. પણ શ્રી વિજયધર્મસૂરિજીના આગમને કાશીના સનાતની ઈતિહાસમાં એક અનોખું ભરતકામ કર્યું



સ્વ. મહામહોપાધ્યાય
શ્રી રામમિશ્રજી

'જૈન દર્શન' હજી જીવત છે, એમ જાણી ઘણા શાસ્રીઓએ આશ્ચર્યનો આચકો અનુભવ્યો, કેટલાક જિજ્ઞાસુઓએ આ જૈન સાધુ પાસેથી કઇક નવુ જાણવાનુ મળશે, એમ માની આનદની આછી કપારી અનુભવી કેટલાકોને કૌતુક તેમજ કુતુહલની લાગણી પણ થઈ.

ધીમે ધીમે સૂરિજી પાસે આવનારની સખ્યા વૃદ્ધિ પામી કેટલાક તો સૂરિજીના પ્રથમ દર્શને જ સહેજ અ જાઈ જતા કોઈને સૂરિજીની સરળતા તો કોઇને સૂરિજીના વચનોની સુવાસ મુગ્ધ બનાવી મૂકતી અને એનુ એક ખાસ કારણ તો એ હતુ કે જૈન મુનિના નામે કેટલાકોએ ભારે વિકૃત કલ્પનાચિત્રો દોરી કાઢેલા કેટલાકોએ જૈન સાધુનુ નર્યુ નગ્ન અને સૂગ ઉપજાવનારુ ચિત્ર કલ્પ્યુ હશે, કોઇએ વળી મેલાઘેલા વસ્ત્રવાળુ—મોઢા ઉપર મેલી મુહપત્તિવાળુ ચિત્ર મનમા ઘણા સમયથી દોરી રાખ્યુ હશે, તો કોઇએ વળી રોટલી કે દક્ષિણા માટે ટળવળતા ભિક્ષુક કે સન્યાસી જેવા જ જૈન સાધુ હશે, એમ માની લીધુ હશે એવા સૌના કલ્પનાચિત્રો સૂરિજીના પ્રથમ દર્શને જ ઊડી જતા

સૂરિજીની સ્વચ્છ અને પુણ્ય પ્રભાવાળી મુખકાતિ જોઈ નવો આવનાર ઘડીભર મૂઝવણમા પડી જતો ભિક્ષુક છતા વિરાગના ઓજસથી છવાયેલો, નિર્ગ્રંથ છતા વચને વચને ફૂલ વર્ષાવતો, નિર્બંધ અને નિષ્કામ છતા સભ્યતા, મૃદુતા અને વિનોદની મૂડીવાળો આ જૈન મુનિ ! આ

જનતામાં આવો જૈન મુનિ હૈયાત છે? શ્રોતા અને દર્શક સૂરિજીની મુખમુદ્રા, વેશ અને વાક્છટા જોઇને પોતાના બધા જ પૂર્વગ્રહો ભૂંસી વાળતા.

કાશીના પંડિતો જ્ઞાન અને સાદાઇના ગ્રીમાસ્તંભ જેવા મનાયા છે. અભિમાન અને એકાકીપણાની એમની આબરુ પણ જાણીતી છે. એ પંડિતોની ભૂતકાલીન ભવ્યતા આજે અંતર્હિત બની છે. જગતના સર્વશ્રેષ્ઠ જ્ઞાનનો વારસો પોતાની એકની પાસે જ છે એવું એમનું અભિમાન હજી નથી ગયું. જ્ઞાનની દરેક શાખાનો પંડિત પોતાને એક અને અદ્વિતીય માનતો હોય છે. એમની પાસે ભણતા શિષ્યો એ ગુરુઓને દેવ તુલ્ય માની એમની સેવા ઉઠાવે છે અને એમના ધુંધવાતા હુંપદમાં બે–ચાર નવાં તરણાં ઉમેરે છે.

શિષ્યો મારફતે સૂરિજીની કીર્તિકથા આ ગુરુઓ સમિપ પહોંચી. શરૂઆતમાં તો એમણે એની અવગણના કરી, પરંતુ જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ થોડા અપવાદોને બાદ કરતાં કાશીના સારા–નામાંકિત શાસ્ત્રીઓ સાથે સૂરિજીને સારો સંબંધ બંધાયો.

જૈનના નામ સાથે ~~[illegible]~~ લાંબા વખતથી જે આભડછેટની ભાવના ગુંથાઈ ગઇ હતી તે ટળી ગઇ. શ્રી વિજયધર્મસૂરિ, ગુજરાતમાંથી પગપાળા ચાલીને પચાસેક વિદ્યાર્થીઓને ભણાવવા માટે, એમની નિર્વાહ સંબંધી જવાબદારી માથે લઇને અહીં સુધી આવ્યા છે એ હકીકતે

કાશીના શાસ્ત્રીઓ ઉપર એક પ્રકારની ભુરકી નાખી દીધી. એમને થયુ કે ગુજરાતનો એક સાધુ કાશીની પંડિતોની દુનિયામા એક નવુ પ્રકરણ ઉમેરી રહ્યો છે

આ કાશીના શાસ્ત્રીઓમા જેમ શાસ્ત્રાર્થકુશળ, વાદપારગત અને શ્રુતિસ્મૃતિપ્રવીણ પુરુષો થઇ ગયા છે તેમ સમર્થ ત્યાગી અને નિસ્પૃહ પુરુષોએ કાશીના આ સનાતન વિદ્યાર્થીપીઠના ભાલ ઉપર જાજ્વલ્યમાન તિલક આંક્યુ છે

પરમહંસ **ભાસ્કરાનંદ**ના ત્યાગ અને પાંડિત્યના પડઘા એ વખતે ગુરુજીને અનતતામા મળી ગયા હતા. એમની જ કોટીના એક **મનીષાનંદ** સ્વામી એ ટાણે હૈયાત હતા એક દિવસે અચાનક જ બરાબર સંધ્યાસમયે અંગ્રેજી કોઠીમા આવી ઊભા રહ્યા શ્રી સૂરિજી પણ ત્યાં —ઓટલા ઉપર જ ટહેલતા હતા

વસ્ત્ર, વેષ કે મુખભંગી જોતા એ કોઈ અસાધારણ કોટીના પંડિત હોય એમ ન લાગે કષાય રંગનુ જે એક વસ્ત્ર વીંટયુ હતુ તે પણ ઘણુ જીર્ણ અને નિસ્તેજ દેખાતુ હતુ દેહ ઉપર વૃદ્ધત્વના જે સ્વાભાવિક નિશાન તરી આવતા હતા તેવી જ આ વસ્ત્રવિન્યાસમા પણ ઉદાસીનતાની ભાત પડી હતી સૂરિજીને બદલે બીજુ કોઈ હોત તો કદાચ એ ભેખનુ સ્વાગત ન કરત

સૂરિજીએ ઠાવુ જાણે કેમ પણ એમને સત્કાર્યા.

સ્વામીજી પોતાનું આસન પાથરીને બેઠા અને સૂરિજી પણ, એક કામળીના કટકા ઉપર બેઠા.

વાર્તાલાપનો આરંભ કેમ થયો તે તો યાદ નથી, પણ સ્વામી મનીષાનંદજીની વાણીમાં જે અદ્‌ભુત માધુર્ય હતું તે તો હજી પણ કાનમાં ગુંજે છે. પંડિત મદન-મોહન માલવીયાજીના કંઠ અને વાણીની શૈલીને રૂપાની ઘંટડી સાથે સરખાવવામાં આવે છે. મનીષાનંદજીની વાણી અને સ્વરમાં એથી પણ અધિકી મોહિની ભરી હતી.

જીવનભર જેણે સંસ્કૃતની ઉપાસના જ કરી છે–સંસ્કૃત ઉચ્ચાર જેને વર્યા છે એવા કંઠમાંથી પહેલો જ પ્રશ્ન પૂછાયો:

" મહારાજ! મેં તો સાંભળેલું કે જૈન મુનિ નિવૃત્તિ માર્ગનો પથિક હોય છે, પણ અહીં તો પ્રવૃત્તિની ધમાલ જોઇ રહ્યો છું. એંજીનનું મોં પશ્ચિમ તરફ છે અને આપ કહો છો કે અમે પૂર્વની દિશામાં પ્રવાસ કરી રહ્યા છીએ. એ કેમ બને?" સમી સાંઝની મંદ સુરભી–લહરી જેવી એ શાંત વાગ્‌શૈલી કદાચ આક્રમક હોય તો પણ આત્મીય લાગે એવી હતી. ખરું જોતાં એમાં વ્યંગ કે કુતુહલ જેવું કંઇ જ નહોતું.

સૂરિજીએ જવાબ આપ્યો: " કોઇ કોઈ વાર એંજી-નનું મોં પશ્ચિમ તરફ હોય છતાં એની ગતિ પૂર્વ તરફની હોય એમ બને છે. અમારાં એંજીનના મોં પશ્ચિમ તરફ ભલે રહ્યા, અમારી ગતિ તો પૂર્વ તરફ જ છે."

સ્વામીજી તત્કાળ હસી પડ્યા સૂરિજીએ માત્ર બચાવની ખાતર આ દલીલ નહોતી આપી હૃદયમા જો એક પ્રકારની સ્પષ્ટતા ન હોત તો ' અમારા મો વિરુદ્ધ દિશામા છે, છતા અમારી ગતિ તો જૂદી પણ ઇષ્ટ દિશામા જ છે' એમ કહેવાનુ ભાગ્યે જ કોઇને સૂઝે

તે જ દિવસથી સૂરિજી અને સ્વામી મનીષાનદજી મિત્ર જેવા બન્યા એ વખતે મનીષાનદજી વિષે વધુ પરિચય નહોતો પણ પાછળથી એક માસિકમા વાચેલુ કે

" સ્વામી મનિષાનદ જિનકા પૂર્વાશ્રમકે નામ સે **હરિનાથ** સ્વામી ભી કહેતે થે બહુત તીક્ષ્ણ બુદ્ધિ કે અદ્વિતીય પડિત થે "

એક તો કાશીના ખૂબ પ્રતિષ્ઠિત પડિત અને વળી વિરાગી-સન્યાસી, બ્રાહ્મણો અને સનાતનીઓ જેમને અસ્પૃશ્ય ગણતા એવા જૈનોની સસ્થામા, વગરઆમત્રણે-અતરની પ્રેરણાથી પગે ચાલીને કેમ આવ્યા ? મોટા ચમરબધીની પણ પરવા ન કરે એ માણસ શ્રી વિજયધર્મસૂરિને મળવા કેમ આકર્ષાયા ? સાચે જ, તેઓ કઇ શાસ્ત્રીય ચર્ચા કરવા કે અન્ય જનને પ્રતિબોધવા નહોતા આવ્યા ક્ષણ-બે ક્ષણના ટૂકા પરિચયે મૈત્રીની જે ગાઠ વાળી દીધી તે જ એમ સાબિત કરવાને બસ છે કે વેષ અને વિચારશૈલીમા ગમે તેટલો ભેદ હોય તો પણ એ બન્ને એક જ માર્ગના પ્રવાસીઓ હતા

એક-બે દિવસ પછી સૂરિજી પોતે એ સ્વામીજીને

મળવા એમના ઉતારે ગએલા. નહોતો ત્યાં કોઈ શિષ્ય, નહોતો સેવક કે નહોતો કોઈ પ્રકારનો સામાન-સરંજામ. આછા અંધારા ભોંયરામાં વચ્ચોવચ્ચ એક ટુંકી પથારી પડી હતી. એ પથારી એ જ એમનો પરિગ્રહ અથવા સર્વસ્વ હતું. પથારી ઉપર જે એક નાનું ઓશીકું પડયું હતું તે પણ સ્વામીજીની સેવા બજાવીને હવે નિવૃત્ત બનવા માગતું હોય એમ એના દીદાર ઉપરથી દેખાતું હતું.

સ્વામીજીએ સામે આવીને સૂરિજીને સત્કાર્યા અને જાણે કે ઘણા લાંબા વખતના મિત્રો હોય તેમ કેટલીક વાતો કરી. આ બન્ને મુલાકાતો વખતે મને ત્યાં બેસવાનું સૌભાગ્ય મળ્યું હતું. વિદાય વખતે સ્વામીજીએ ઉભરાતા વાત્સલ્ય સાથે જે એક સોપારી અને બે એલચી આપેલી તે મેં ઘણા દિવસ સુધી ભક્તભાવપૂર્વક સંઘરી રાખેલી.

શ્રી સૂરિજીને જેમ એમના દીક્ષાગુરુ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ તરફથી ત્યાગ-વિરાગનો દુર્લભ વારસો મળ્યો હતો તેમ સ્વામી મનીષાનંદજીને પણ એમના દીક્ષા-ગુરુ શ્રી ભાવાનંદજી તરફથી એવીજ અમૂલ્ય સંપદા મળી હતી અને એ સંસ્કારસૂત્રે જ આ બે ભિન્ન સાંપ્રદાયક સાધુઓની વચ્ચે સ્વાભાવિક મૈત્રી સાંધી દીધી હતી.

શ્રી ભાવાનંદજી મહારાજ પોતાની શ્રદ્ધા અને પરં-પરા પ્રમાણે ચાલવામાં સિંહવૃત્તિવાળા હતા. સંન્યાસીને

માટે, એમ કહેવાય છે કે, ભિક્ષાના નિયમો, જૈન મુનિ જેટલા જ કડક છે ब्यङ्गारे भुक्तवज्जने એટલે કે બપોરનુ ભોજન ગૃહસ્થીઓ લઇ ચૂકયા હોય, ચૂલાના અગાગ બૂઝાઇ ગયા હોય તે વખતે સન્યાસી વધેલું-વટેલુ લેવા ભિક્ષાર્થે શહેરની શેરીમા નીકળે શ્રી મની-પાનદજીના દીક્ષાગુરુ એ જ શાસ્ત્રાજ્ઞા પ્રમાણે રોજ ભિક્ષા માટે નીકળતા પાચ ગૃહસ્થોના આગણા ફરી વળતા ત્યાથી જે કઇ મળે તે એક ઝોળીમા સઘરી, ઝોળી ગગાજીના પાણીમા ઝબોળતા એ સ્વાદરહિત બનેલા અન્નથી પોતાના દેહને પોષતા છેવટે લગભગ સીત્તેર વર્ષની ઉમ્મરે એમને એમ લાગેલુ કે હવે આ દેહને વળગી રહેવાની જરૂર નથી ત્યારે એમણે અન્નત્યાગ કરી દીધેલો ભક્તો અને અનુરાગીઓની વિનવણીથી થોડુ દૂધ પી લેતા, એ પછી તો દૂધ પણ મૂકી દીધુ

મનીપાનદજીએ એક વાર બહુ દુખપૂર્વક ગુરુજીને કહ્યુ "ગુરુદેવ! સન્યાસીને તો અનશનનો નિષેધ છે."

"એટલા સારૂ તો પાણી પી લઉ છુ" ગણ્યાગાઠ્યા પાણીના ચમચા લઇને દેહ અને આત્માનો સયોગ નીભાવી લેનાર ગુરુજી એ રીતે શિષ્યોના મનને સાત્વન આપતા બાવીસ દિવસો લગી આ પ્રમાણે માત્ર પાણી ઉપર જીવનાર શ્રી ભાવાનદજીએ તેવીસમે દિવસે ઉપનિષદની વ્યાખ્યા કરતા પોતાના છેલ્લા શ્વાસ છોડ્યા

આવા તપસ્વી ગુરુના શિષ્ય શ્રી મનીપાનદજીની,

જૈન સાધુ સાથેની મૈત્રી સમસ્યારૂપ નહિ, પણ સ્વાભાવિક હોવી જોઇએ એમ નથી લાગતું?

સ્વામી મનીષાનંદજીનો આ પ્રસંગ તો, આ પંક્તિઓના લેખકના અનુભવનો હોઇને સહેજ વિસ્તારથી વર્ણવ્યો છે. પણ એ ઉપરાંત બીજા ઘણા ખ્યાતિસંપન્ન પંડિતો–શાસ્ત્રીઓ સાથે સૂરિજીને મૈત્રી–સંબંધ બંધાયો હતો.

મહામહોપાધ્યાય પંડિત રામમિશ્ર સાથેનો શ્રી સૂરિજીનો સંબંધ તો સાચે જ કોઇ નવલકથાની આકસ્મિક અને ચમત્કારિક ઘટના જેવો લાગે છે.

વિદ્યાર્થીઓના નાના સમૂહ સાથે સૂરિજી કોઇ કોઇ વાર મહામહોપાધ્યાય શ્રી રામમિશ્રને ત્યાં જઈ ચડતા—ખાસ કરીને ભદૈની કે ભેલુપુરના જૈન મંદિરમાં દર્શન કરીને પાછા ફરતા ત્યારે શાસ્ત્રીજીનો એમને ઘેર મેળાપ થતો. પત્થરની એક સાંકડી સીઢી ઉપર થઇને નાના દીવાનખાના જેવા એક ખંડમાં પ્રવેશ કરતાં જ શાસ્ત્રીજીનાં દર્શન થતાં.

સવારમાં વહેલા ઉઠી, ગંગાસ્નાનથી પરિવારી, શિષ્યોના હાથથી ચંદન અને ફૂલમાળ સમર્પાયા પછી શાસ્ત્રીજી પોતાની નાની ગાદી ઉપર બેસી નિયમિત લેખનકાર્ય કર્યે જતા. એ વખતે શાસ્ત્રીજી રાજર્ષિ કે મહર્ષિ જેવા લાગતા.

શાસ્ત્રીજીએ ઘણું લખ્યું છે. પુસ્તકાકારે કેટલું પ્રકટ

થયુ હશે તે તો કોણ જાણે પણ કાશીના પ્રસિદ્ધ પંડિતોમા શ્રી રામમિશ્ર શાસ્ત્રીની એક સમર્થ પંડિત તરિકે ગણતરી થતી એ ટાણે શાસ્ત્રીજી 'મનુસ્મૃતિ' ઉપર વિસ્તારથી ટીકા લખી રહ્યા હતા.

સૂરિજીને જોતા જ તેઓ હાથમાની કલમ હેઠે મૂકી દેતા મહારાજ કુમારપાળના સમયની એક પંક્તિ સહેજે એમની જીભ ઉપર સવાર થઇ જતી

आगतो हेमगोपालो दंडकम्बलमुद्वहन्

અને સૂરિજી તરફનો

षड्दर्शनपशुप्रायान् चारयन् जैनवाटके ॥

એવો વળતો જવાબ સાભળીને શાસ્ત્રીજી મુક્ત હાસ્યથી આખો ખંડ ભરી દેતા

અમારી પાઠશાળામા રહેતા પંડિત શ્યામસુન્દરાચાર્ય વૈસ્યને લીધે સૂરિજીને પંડિત રામમિશ્ર શાસ્ત્રી સાથે પહેલો પરિચય થયો હતો, પણ પછીથી ક્રમે ક્રમે એ પરિચય સૌહાર્દની સીમાએ પહોચેલો.

શાસ્ત્રીજીએ જ્યારે સાભળ્યુ કે શ્રી વિજયધર્મસૂરિ પ્રત્યે કાશીના બીજા શાસ્ત્રીઓ કઇંક સૂગ ધરાવે છે ત્યારે એમનો પુણ્યપ્રતાપ પૂરી માત્રાએ પ્રકટી નીકળ્યો. શ્રી રામમિશ્ર પોતે કોઇ સંપ્રદાયમાં નહોતા માનતા એમ નહિ, વસ્તુત તેઓ પોતાના 'રામાનુજ' સંપ્રદાયના એક અપ્રતિમ સેવક હતા અને પોતાના વિચાર

તથા માનીનતા માટે એટલો અજબ આગ્રહ ધરાવતા કે જરૂર પડે તો કાશીના એક સો જેટલા પંડિતો સાથે એકલે પંડે ઝૂઝવા તૈયાર રહેતા. પં. શિવકુમાર જેઓ કાશીના પંડિતોના શિરોમાન્ય ગણાતા, એમને પં. રામમિશ્ર શાસ્ત્રી તો 'શિશુમાર'ના નામથી જ ઓળખતા. વિચારસ્વાતંત્ર્યને લીધે એમને ભાગ્યે જ કોઇ પંડિત સાથે બનતું, છતાં એમના અતુલ બુદ્ધિવૈભવ અને હિમ્મતની એમના વિરોધીઓ પણ પ્રશંસા કર્યા વિના નહોતા રહેતા.

એક વાર, એમ કહેવાય છે કે, પોતાના સુધારક વિચારો રજૂ કરવા જતાં, પંડિતો અને પ્રતિષ્ઠિત શહેરીઓની એક સભામાંથી એમને ફરજીયાત નીકળી જવું પડ્યું. અપમાનથી ઉશ્કેરાયલા પંડિતજી ઘેર આવ્યા. સભા છોડવાના અસંતોષ કરતાં પણ પોતાની અણનમતાનો ઉલ્લાસ એમના વદન ઉપર લહેરાતો હતો.

એક શિષ્યે પૂછ્યું : "ગુરુજી ! સાંભળ્યું કે આપને ટાઉનહોલની સભામાંથી નીકળી જવું પડ્યું !"

શાસ્ત્રીજીએ જવાબ આપ્યો : "એ તે :કંઈ સભા કહેવાય ? એના કરતાં પણ ઘણી વિશાળ–વિરાટ સભાઓમાંથી મારે એ જ પ્રમાણે નીકળી જવું પડ્યું છે."

મતલબ કે એમના સ્વતંત્ર વિચારોનું તેજ સામાન્ય રૂઢીવાદીઓ સહન કરી શકતા નહિ. શાસ્ત્રીજીને એ વિષે સુદ્દલ રંજ નહોતો. તેઓ પંડિતોને પણ એક રીતે

'એવકુફો' જ માનતા પોતાના હરિફોની મોટી સંખ્યા એમને ડારી શકતી નહિ

સૂરિજીને જે વખતે પહેલો પરિચય થયો, તે વખતે શાસ્ત્રીજી 'મનુસ્મૃતિ' ઉપર નવી ટીકા લખવામાં રોકાએલા હતા "ટીકાઓ તો ઘણી લખાઇ છે, નવી ટીકાની શી જરૂર છે ?" એ પ્રશ્નનો જવાબ વાળતા તેઓ પ્રાચીન ટીકાકારો ઉપર તૂટી પડતા "બધા ઉલ્લુ જેવા હતા" એમ બતાવતા તેઓ એકે એક ટીકાકારની ખબર લઇ વાળતા

न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने ।
प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला–

મનુસ્મૃતિનો એ શ્લોક, સનાતની દુનિયામા ખૂબ વગોવાયો છે, તેમ ખૂબ ચર્ચાયો છે

સૂરિજીને શાસ્ત્રીજી કહેતા "અહીંથી જ મારી મિહનતના શરૂ થાય છે માંસભક્ષણમા દોષ નથી એમ કેમ કહેવાય ? મદ્યપાનમા અને મૈથુનમા પણ દોષ નથી એમ કહેનારની બુદ્ધિ વઠી ગએલી જ હોવી જોઇએ. હુ કહુ છુ કે માંસ, મદ્ય અને મૈથુન એ ત્રણે દોષથી ભરપૂર છે, એટલે તો 'નિવૃત્તિ'ને મહાફળદાયિની ગણવામા આવી છે 'પ્રવૃત્તિ એ પાપવાળી હોય તો જ નિવૃત્તિ પાપરહિત લેખાય. ए-ओ પછી अનો લોપ થાય તેમ અહીં अનો લોપ થયો છે, તે તરફ કોઇ ટીકાકારે લક્ષ જ નથી આપ્યુ. હુ એ બધુ સાફ સાફ મારી

ટીકામાં કહી દેવા માગું છું.

જે સાત્ત્વિક જોસથી શાસ્ત્રીજી પોતાના મનોભાવ વ્યક્ત કરતા તે જોતાં તેઓ જૈન સંસ્કૃતિના ઉપાસક હોય એમ સ્પષ્ટ દેખાઇ આવતું. સૂરિજી અને શાસ્ત્રીજી વચ્ચે આવો ઘણો વાર્ત્તાલાપ ચાલતો.

એક વાર સૂરિજીના કહેવાથી રામમિશ્રજી યશોવિજયજી જૈન પાઠશાળાના વિદ્યાર્થીઓની વાર્ષિક પરીક્ષા લેવા પણ આવેલા. બીજી રીતે ઘણા સરળ અને નિર્દોષ જેવા લાગતા શાસ્ત્રીજી બે-ચાર છડીદારો સાથે પાલખીમાં બેસીને મોટા આડંબર સાથે કેમ આવ્યા હશે? એવી ચર્ચા એ વખતે થયેલી. બાળક જેટલી જ નિષ્પાપ વાણીમાં શાસ્ત્રીજીએ ખુલાસો કર્યો:

" અહીંના મોટા મોટા શાસ્ત્રીઓ જૈન પાઠશાળાનું તેજ સહન કરી શકતા નથી. અહીં મારા જેવો માણસ વાર્ષિક પરીક્ષા લેવા આવે એ એમને આંખમાં કણાની જેમ ખૂંચે છે. એ લોકોને ચીડવવાની ખાતર જ મેં પાલખી અને છડીદારો સાથે ધામધૂમથી અહીં સુધી આવવાની યોજના કરી છે. જરૂર પડે તો ઉઘાડે પગે પાઠશાળા સુધી આવી શકું, પણ મારે તો પેલા ઇર્ષાળુઓને બતાવી આપવું છે કે જૈનો કાંઇ પરાયા નથી. મારા જ છે."

એમની પરીક્ષાશૈલી પણ ખરેખર અનોખી હતી. હુશીઆરમાં હુશીઆર અને ઠોઠમાં ઠોઠ વિદ્યાર્થી

એમની સામે અર્ધવર્તુલ રચીને બેઠા હોય ત્યારે એમની પરીક્ષાનો આરંભ ડાબી બાજુના પહેલા વિદ્યાર્થીથી થાય. છેલ્લા નંબરને એ પહેલો હાથ ધરે

પ્રથમ તો વિદ્યાર્થીને બહુ જ મમતા અને માયાથી પૂછે

"શું ભણ્યા છો? ક્યાં સુધી ભણ્યા છો?"

વિદ્યાર્થી પોતે જે ભણ્યો હોય તે સંકોચાતા સ્વરે કહે.

એનો સંકોચ ભાગવા શાસ્ત્રીજી કહે "ભણ્યા છો એમાંથી કંઈ સંભળાવશો?"

આવડતું હોય–યાદ હોય તેમાંનું એકાદ સૂત્ર વિદ્યાર્થી ઉચ્ચારે એટલે શાસ્ત્રીજી–પરીક્ષક રાજીરાજી થઈ જાય બોલી ઊઠે "વાહ! વાહ! બહુ સરસ! સોએ સો માર્ક આપવા જેવું સૂત્ર છે!"

સૂરિજી આછા સ્મિત સાથે શાસ્ત્રીજીને પૂછે "એટલામાં જ સો માર્ક?"

શાસ્ત્રીજી કહેશે "આપને એ વધારે લાગશે પણ ગુજરાત જેટલા દૂર દેશનો, વેપારી વાણીયાના કુળમાં જન્મેલો એક વિદ્યાર્થી સંસ્કૃત–વ્યાકરણનું આવું એક સૂત્ર બોલી જાય એ શું નાનીસૂની ઘટના છે? એને સો માર્ક ન આપું તો બીજા કોને આપું?"

બીજા વિદ્યાર્થીઓનો વારો આવે ત્યારે પણ એમ જ પૂછે અને જરા હોશિયાર જેવો જણાય તો એની પાસેથી વધુ અર્થ અને વિવેચન પણ કઢાવે

ક્રમે ક્રમે જેમ બબ્બે–ત્રણ-ત્રણ વર્ષના જૂના વિદ્યાર્થીઓ આવતા જાય તેમ તેમ એમની પરીક્ષાની શૈલી કઠણ સ્વરૂપ પામતી જાય. માર્ક તો બનતાં લગી પાસ થવા જેટલા મળી જાય. પણ ભણતરનો ચોખો તો બરાબર ચંપાઈ જાય. મોટા વિદ્યાર્થીઓ–સારી રીતે ભણેલા વિદ્યાર્થીઓના અભ્યાસનો તાગ પણ માપી લે.

આજની સરકારી પરીક્ષાઓમાં, જ્યાં કત્લેઆમ ચાલે છે ત્યાં હંમેશા વિદ્યાર્થીઓને શું નથી આવડતું–શું નહિં આવડતું હોય તે જોવાય છે, જ્યારે અમારા શાસ્ત્રીજી, વિદ્યાર્થીને શું આવડે છે, કેવું આવડે છે તે જ તપાસતા અને સંસ્કૃત વ્યાકરણ, સાહિત્ય, ન્યાયના અભ્યાસને ઉત્તેજન મળે તે દ્રષ્ટિએ માર્ક આપતા.

પરીક્ષા લીધા પછી, પાસ થયેલા વિદ્યાર્થીઓને ઈનામ પણ તેઓ પોતાના પદરથી જ આપતા.

સૂરિજી અને શ્રી યશોવિજય જૈન પાઠશાળાનો શ્રી રામમિશ્ર સાથેનો આ પ્રકારનો સંબંધ પરમ સૌભાગ્યનો વિષય ગણાય. એ સંબંધ એટલેથી જ પરિસમાપ્ત નહોતો થઇ જતો. પણ એ હકીકત હવે પછીના પ્રકરણમાં કહીશ.

## ( ૮ )

## સનાતન ધર્મ મહાસભામાં સૂરિજી



કાશીની શ્રી યશોવિજય પાઠશાળાની પૂરી જાહોજલાલી વખતે સ્વ. ગોખલેના પ્રમુખપદે બનારસમા રાષ્ટ્રીય મહાસભાનુ અધિવેશન મળેલુ પંડિત મદન-મોહન માલવીયાજીની રાષ્ટ્રીય પ્રતિષ્ઠાનો બાળસૂર્ય હજી ઊગતો હતો નાગરીપ્રચાર એ વખતે એમની મુખ્ય પ્રવૃત્તિ હતી આજનુ વિશ્વવિદ્યાલય સ્વપ્નસૃષ્ટિ જેવુ હતુ નાગરીપ્રચાર, વિશ્વવિદ્યાલય અને રાષ્ટ્રીય મહાસભાને અંગે એમને ઘણીવાર કાશીમા આવવુ પડતુ

એક દિવસે, પાઠશાળાની નામના સાભળી પંડિતજી

શ્રી યશોવિજયજી જૈન પાઠશાળામાં આવી ચઢ્યા, સૂરિજીની સાથે વાતે વળગ્યા.

બંગભંગના એ દિવસોમાં, હિંદી પ્રજાએ કોઇ પણ રીતે બળવાન બનવું જોઇએ એમ આ રાષ્ટ્રીય આગેવાનો માનતા. પણ એ બળ કેવા પ્રકારનું હોવું જોઈએ, તેની પૂરી કલ્પના નહોતી આવી શકી. પંડિતજી પહેલેથી જ અખાડા અને લાઠીની કવાયતમાં માનતા હોવા જોઇએ. તેથી જ તો તેમણે વાતચીત દરમિયાન સૂરિજી પાસે વિદ્યાર્થીઓની શારીરિક તાલીમની વાત મૂકી હશે. તે પછી મહાસભાના મેદાનમાં સ્વયંસેવકોના એક દળને પંડિતજી જે શિસ્તપાલનના સૂત્રો શીખવતા હતા તે પ્રત્યક્ષ જોયું ત્યારે એમને કસરતી તાલીમની આટલી લગની કેમ લાગી હશે તે સમજાયું. પંડિત માલવીયાજી એક–બે વાર જ્યારે પાઠશાળામાં આવેલા ત્યારે એમણે બીજી કેટલીક પ્રાસ્તાવિક વાતો સાથે " ખૂબ બળવાન–તેજસ્વી બનો: એવા બળવાન બનો કે શસ્ત્રબદ્ધ ગોરો સીપાઈ પણ તમારું કૌવત જોઇને બે ડગલાં પાછો હઠી જાય ! " એવાં સંક્ષિપ્ત પ્રવચનો વિદ્યાર્થીઓને સંભળાવેલાં.

વિશ્વવિદ્યાલયની યોજના પણ પંડિતજી કોઈ વાર સંભળાવતા. દુનિયાભરના તમામ નાના–મોટા વિષયો એક જ પાઠશાળામાં આપણી રાષ્ટ્રીય શલીએ શીખવાય એમ જ્યારે તેઓ કહેતા અને એને માટે કેટલી મોટી જગ્યાની, નાણાની અને અધ્યાપકોની જરૂર પડવાની

તેનુ દિગ્દર્શન કરાવતા ત્યારે એ બધુ દિવાસ્વપ્ન જેવું ભાસતુ અમને એમ થતુ કે સસ્કૃત અધ્યયન-અધ્યાપન કરાવનારી એક પાઠશાળા પણ માડમાડ ચલાવાય છે તો પછી પડિતજી કલ્પે છે તેવી મોટી, સસ્થા કઇ રીતે શકય અથવા સભવિત ગણાય ?

રાજા-મહારાજાઓ અને લખપતિઓને કેવી રીતે સમજાવતા અને તેમની પાસેથી કેવી મદદો મેળવી શકતા તેની વાત પણ પડિતજી સભળાવતા એક દિવસે એમણે કહેલુ

"ઉઘરાણા માટે ફરતો ફરતો એક વાર સારા શ્રીમતના દરવાજે જઇ ચડ્યો એ ગૃહસ્થની ઉદારતાની મે ઘણી ઘણી વાતો સાંભળેલી વિશ્વવિદ્યાલય માટે મોટી રકમ મળી શકશે એવી આશા રાખેલી

દરવાજામાથી ચાલીને આગણામા ગયો ત્યારે ઘરમા કઇક કજીયો-કોલાહલ ચાલતો હોય એમ લાગ્યુ ઘરનો નોકર બહાર ઊભો હતો તેને મે ધીમેથી પૂછ્યુ, "શેઠજી ઘરમા છે ?"

નોકરે હકારમા જવાબ આપ્યો પણ પેલો જે ઘોઘાટ સભળાતો હતો તે ઉપરથી નોકરે કહેવા માડયુંઃ "અમારા શેઠનો સ્વભાવ બહુ ક્રોધીલો છે નાના બાળકે ભૂલથી એક-બે દીવાસળીઓ બાળી હશે તેથી શેઠજી અત્યારે ઉશ્કેરાઇ ગયા છે બાળકને વઢી રહ્યા છે"

આવી કલેશવાળી સ્થિતિમાં અદર પ્રવેશવાનુ

મને ઠીક ન લાગ્યું. શેઠજી આનંદમાં હોય તો જ મારું કહેવું નીરાંતે સાંભળે અને ખરડામાં સારી રકમ ભરે. આવો વિચાર કરીને હું છાનોમાનો દરવાજાની બહાર નીકળી ગયો.

થોડે દૂર ગયો એટલામાં પેલો નોકર દોડતો મારી પાસે આવ્યોઃ કહે કે: "શેઠજી આપને બોલાવે છે. મેં એમને આપના આગમનની વાત કહેલી. આપ ત્યાંથી પાછા વળી ગયા તેથી એમને બહુ દુઃખ થયું છે. આપને આગ્રહપૂર્વક બોલાવી લાવવાનું મને કહ્યું છે."

હું પાછો વળ્યો અને શેઠની પાસે પહોંચ્યો. શેઠના ચહેરા ઉપર ગમગીની જેવું કંઇ એ વખતે ન જણાયું. અમે બન્ને બેઠા એટલે શેઠજીએ પોતે જ કહેવા માંડયું.

"મારા એક બાળકે વગરકારણે બે-ત્રણ દીવાસળીઓ બાળી નાખેલી તેથી હું તેને વઢતો હતો. ઘરનાં બીજાં માણસો એમ માને છે કે હું બહુ કંજુસ છું. મારો આશય એ લોકો નથી સમજતા. હું એમને એક જ વાત ઠસાવવા માગું છું કે જરૂરીયાત હોય તો પાઇને બદલે પૈસો ભલે વાપરીએ, પણ વગરકારણે કોઇ ઉપયોગી વસ્તુનો નાશ કરવો એ સામાજિક અપરાધ છે. બાળકે દીવાસળી બાળી નાખી એટલા સારુ નહિ પણ વગરકારણે-

નકામી પોતાના શોખની ખાતર બાળી નાખી તે માટે હુ તેને વઢતો હતો ”

બુદ્ધિમાનના ગળે ઊતરી જાય એવી એ વાત હતી તે પછી મે મારો અહીં આવવાનો હેતુ કહેવા માડયો મને એમ તો લાગતુ જ હતુ કે જે માણસ એક દીવાસળી ખાતર પોતાના પુત્રને વઢે તે ગમે તેટલો ઉદાર થવા માગે તો પણ તેની પાસેથી બાદશાહી સખાવતની આશા તો ન જ રાખી શકાય મે મારી વાત પૂરી કરી એટલે કોઈ પણ પ્રકારના આગ્રહ કે અનુનય વિના એમણે એક લાખ રૂપીયા ખરડામા ભરી દીધા

મારા આશ્ચર્યની સીમા જ ન રહી મારૂ અનુમાન ખોટુ પડયુ હુ જેમની પાસે નજીવી આશા રાખતો હતો તેમણે એક મહારાજાને છાજે એવી ભારે રકમ કાઢી આપી

દુનિયામા આવા, ઓળખવા છતા અણઓળખાયેલા માણસો હોય છે આ ઉપરથી વિશ્વવિદ્યાલયની ભાગ્યરેખા ઘણી ઉજ્જ્વળ હોય એમ લાગે છે ”

ઘણા વર્ષ ઉપરની, માત્ર સ્મૃતિમાથી ઉતારેલી આ વાતમા કદાચ પાઠફેર હોય એ સભવિત છે પણ પાઠશાળામા આવી ચડતા આવા મહાન્ પુરુષો પાસેથી અમને ઘણુ ઘણુ નવુ જાણવાનુ અને સાભળવાનું મળતુ શ્રી સૂરિજીને મળવા અને વિચારોની આપ-લે કરવા આવા ઘણા પુરુષો પાઠશાળામા આવતા

એ દિવસોમાં પ્રયાગમાં મોટો કુંભમેળો થવાનો હતો. પંડિત માલવીયાજીએ એ મેળાની સાથે '**હિંદુ-ધર્મ મહાસભા**'નું ઘણું કરીને પહેલું અને જબ્બર અધિવેશન ભરવાનો નિર્ણય કરેલો. હિંદુધર્મની મહા-સભામાં શ્રી સૂરિજી જેવા જૈન સંઘના એક પ્રતિનિધિ હોય તો અધિવેશન શોભી નીકળે એમ એમને લાગેલું. પંડિતજીએ સૂરિજીને, કુંભમેળા ટાણે પ્રયાગમાં પધાર-વાનું નિમંત્રણ આપ્યું. પ્રયાગ સુધી પહોંચવામાં અને ત્યાં રહેવામાં કંઈ ખાસ સહાયની જરૂર હોય તો તે પૂરી પાડવાની પંડિતજીએ તત્પરતા બતાવી.

કાશીથી પ્રયાગ પગપાળા જવાનું હતું. રસ્તામાં મુશ્કેલીઓ તો હોય જ છતાં સૂરિજીએ પ્રયાગ જવાનું આમંત્રણ સપ્રેમ સ્વીકારી લીધું. રસ્તો બહુ લાંબો તેમ વિકટ ન ગણાય. શ્રમણયુગમાં આ રસ્તાની આસપાસ કોણ જાણે કેટલાય શ્રમણો અને પ્રભાવકો વિચર્યા હશે ! કેટલાય તીર્થો કલ્પતરુની જેમ ઊગી નીકળ્યા હશે ! એક વખતની એ તીર્થભૂમિની રેણુની સ્પર્શના થશે એ લાભ પણ કંઇ જેવો તેવો નથી એમ માનીને વિદ્યાર્થીઓ અને સાધુઓની સાથે સૂરિજીએ પ્રયાગ તરફ વિહાર કર્યો.

અજાણ્યા પ્રદેશમાં, ઓછાં સાધનો સાથે પગપાળી મુસાફરી કસોટી કરનારી નીવડે છે. કાશીથી પ્રયાગ તરફ જતાં વચ્ચે ગામડામાં રાતવાસો રહેવું પડતું. એક તો અમારી અને એ ગ્રામવાસીઓની માતૃભાષા એક

નહોતી શુદ્ધ હિંદીમા બોલીએ તો તેઓ થોડું સમજે પણ એમની ગ્રામ્યભાષાનો અર્થ ઊકેલવામા અમને મુશ્કેલી પડતી અમારા જેવા વટેમાર્ગુઓનો એકાએક એમને વિશ્વાસ પણ કેમ બેસે ? કોઇ ગ્રામવાસી સજ્જનતાની ખાતર ઓટલો આપવા ઇચ્છે તો પણ ભૂતકાળના કોઇ એક ઘાને સભારી એટલુ સાહસ કરવાને તૈયાર ન થાય એમને મન તો અમે કદાચ સુધરેલા આડોડીયા કે ઈરાનીઓના ટોળા જેવા જ લાગતા હોઇશુ

પ્રયાગ પહોચવાની અમારી પાસે વ્યવસ્થિત યોજના નહોતી એટલે કે રોજ અમુક ગાઉ ચાલવુ, અમુક ગામે ઉતરવુ અને ત્યાથી અમુક દિવસે નીકળવુ એવી વ્યવસ્થા નહોતી જે ગામમા ઊતર્યા હોઇએ તે ગામના એકાદ માણસને પૂછીએ કે અહીંથી ચાર-પાચ ગાઉ ઉપર કયુ ગામ આવે ? તે જે ગામનુ નામ આપે તે ગામમા આપણે સૌ વિદ્યાર્થીઓએ તથા સાધુઓએ પહોચી જવુ અને ત્યા ઉતારા-ભોજનની ગોઠવણ કરી લેવી એમ નક્કી થાય

પણ ઘણી વાર એવુ બનતુ કે ચાર-પાચ ગાઉ ઉપર જે ગામ આવવુ જોઇએ તે છ-સાત ગાઉ ચાલવા છતા ન આવે સવારના ચાર-પાચ વાગે ઊઠીને હાલવા માંડેલા અમે બપોરના અગીયાર થવા આવે તો પણ ધારેલા મુકામે ન પહોચીએ અમારી નાની નાની

ટોળીઓમાં મતભેદ પડે અને પછી પોતપોતાની રીતે કોઇ એક ગામમાં બેસી રહે તો બીજા આગળ નીકળી જાય.

આ પ્રયાગની મુસાફરીમાં એક વાર એવું બનેલું તેનું ચોખ્ખું સ્મરણ થઈ આવે છે. સૂરિજી સાથે અમે પ્રાતઃકાળમાં વહેલા ઊઠીને રસ્તો કાપવા લાગ્યા. ચાર-પાંચ ગાઉ ચાલ્યા પછી, સામેથી આવતા એક પ્રવાસીએ કહ્યું કે હવે તમારું ગામ અહીંથી એક જ ગાઉ ઉપર છે. એટલે હવે ઉતાવળ કરવાની જરૂર નથી. ધીમે ધીમે પહોંચી જવાશે એમ ધારી અમે એક ઝાડ નીચે થોડો આરામ લેવા બેઠા. એક જ ગાઉ બાકી હોવાથી આરામ લેવામાં શા સારુ લોભ રાખવો ?

લગભગ બપોર થવા આવ્યા એટલે અમે ઊઠયા. અમે ધારેલા મુકામે જઇને તપાસ કરી તો, પહેલા આવી પહોંચેલા અમારા ભાઈઓ સીધા-સામાન સાથે આગળ ચાલી ગએલા. તપાસ કરતાં જણાયું કે આ ગામમાં ઉતારા-પાણીનો બરાબર બંદોબસ્ત ન થયો એટલે પાસેના ગામે ચાલ્યા ગયા.

મધ્યાન્હ તપતો હતો. ચાર-પાંચ ગાઉ ચાલવાનો થાક ચડ્યો હતો, છતાં ફરીથી એકડો ઘૂંટવો પડ્યો. તે દિવસે અમે ખૂબ થાકી ગએલા.

જે કોઇ સામે મળે તેને સુરિજી પૂછે: " પેલું ગામ કેટલું દૂર છે ? "

જવાબ મળે "બસ, બાબાજી, હવે બે જ ગાઉ છે!"

સૂરિજી માડમાડ હસવુ રોકી રાખે, કહે "આ તો જેમ જેમ ચાલીએ છીએ તેમ તેમ ગામ આઘે જતુ જાય છે"

સૂરિજી બહુ થાકી ગયા હોય ત્યારે મજાકમા કહે "હવે તો હુ રૂપીયે વાર વેતરુ છુ"

રસ્તાના પ્રવાસમા સૂરિજીનુ ગાભીર્ય ઓગળી જતુ. વિનોદની અને ભૂતકાળના અનુભવોની ઘણી મીઠી સ્મૃતિઓ તેઓ તાજી કરતા, સાથીઓને હસાવતા મોટે ભાગે સૂરિજી સૌની પાછળ હોય તેઓ આવે એટલે હવે બનતાલગી પાછળ કોઈ નહિ હોય એમ લાગે

સૂરિજીએ જીવનભરમા કોઈ દિવસે રેલવેના ડબામા પગ નહોતો મૂકયો એક તો એમનુ **મહુવા** ગામ રેલવે-સ્ટેશનથી ઘણુ દૂર હતુ અને મુસાફરી કરવાનો વખત આવે તે પહેલા જ એમણે દીક્ષા લીધેલી—રેલ-મુસાફરી સદતર બધ થઈ ગઈ

વિહારમા સૂરિજી જે વિનોદની વાતો કરતા, તેમા રેલવેની પણ એક વાત કહેતા મહુવામા આવેલા મુસાફરો જ્યારે રેલવેના ડબાની ગીરદીની ચર્ચા કરતા ત્યારે સૂરિજીને રેલવેનો ડબો, ઘાસલેટ ભરવાના ડબા જેવો જ લાગતો તેઓ કહેતા

"આવા ડબામા માણસો શી રીતે બેસી શકતા હશે તેનુ તે વખતે મારા બાળ-હૈયાને આશ્ચર્ય થતુ! જ્યાં

એક માણસ ઊભો ન રહી શકે ત્યાં પાંચ-દસ-પચીસ જણા કેમ બેસી શકતા હશે ? અને ન છૂટકે એવા ડબામાં બેસવું પડે તો ગીરદી થાય જ, એમાં ફરિયાદ કરવા જેવું શું હશે ?"

કોઈ કોઈ વાર દૂરથી આવતી મૉટરને જોઈને સૂરિજી કહેતાઃ "છોકરાઓ ! રસ્તામાંથી ખસી જજો–રેલનો ડબો ગાંડો થઈને છૂટી ગયો છે–ભાગ્યો જાય છે. એક કોરે આવી જાઓ !" વિહારમાં સૂરિજી આવી ઘણી કલ્પનાઓ કરી રસ્તાના શ્રમને પણ વિનોદનો ઓપ આપતા.

સૂરિજી વિહારથી કોઇ દિવસ થાકયા નથી. જીવનના છેલ્લા શ્વાસ–ઉચ્છ્વાસ લગી એમણે વિહારમાં સિંહવૃત્તિ બતાવી છે. સાધુ–મુનિ જો ઘણા લાંબા વખત સુધી એક સ્થળે જ પડયો પાથર્યો રહે તો તેનામાં મોહ–મમતા–મલિનતા પ્રવેશ્યા વિના ન રહે એમ તેઓ શ્રદ્ધાપૂર્વક માનતા. 'રેલવિહાર' સામે તેઓ ઘણીવાર પાદવિહારનો એવો સજ્જડ બચાવ કરતા કે વિપક્ષીને પણ પોતાની કાનની બુટ પકડવી પડતી. વિહારની એમની દલીલો માત્ર બુદ્ધિવિલાસ નહોતો. એમના ઊંડા આત્મમંથનમાંથી, અનુભવમાંથી નીતરતી હતી.

પણ વિહારમાં એક કપરી કસોટી થતી. 'પોરસી' જેટલા સમય પછી, કંઇ આહાર–દૂધ ન લીધા હોય તો પણ એમને કંઠે સોષ પડતો. એ વખતે એમને

પાણીની અનિવાર્ય જરૂર લાગતી પણ આવા અપરિચિત–અજાણ્યા પ્રદેશમા જૈન મુનિને યોગ્ય, ઉકાળીને ઠંડુ કરેલુ પાણી કયાથી મળે? એ તૃષા–પરિસહ હમેશા સહી લેવાની એમની શક્તિ આશ્ચર્યજનક હતી

અમારો સઘ આખરે **પ્રયાગ** પહોચ્યો તો ખરો, પણ પ્રયાગમા પહોચ્યા પછી યે અમને નીરાત નહોતી દિગબર ભાઇઓની એક ધર્મશાળામા અમને ઉતારો મળી જશે એવી આશા રાખેલી અને ઉતારો મળ્યો પણ ખરો, પરતુ શ્વેતાબર જૈન મુનિને દિગબર જૈન સઘ આવો આશ્રય આપી શકે કે કેમ એ પ્રકારની એમની મુઝવણ જોતા, ધર્મશાળા ખાલી કરવી પડે તો એટલી તૈયારી અમારે પહેલેથી જ રાખવી જોઈએ કુભ મેળામા, સનાતન ધર્મની મહાસભામા એક જૈન મુનિથી આવીજ કેમ શકાય એ પણ એમને મન એક મોટી સમસ્યા હતી

પ્રયાગ આવવા પ્રસ્થાન કર્યું ત્યારે સૂરિજી અને રામમિશ્રજી વચ્ચે થોડી વાતચીત થયેલી ‘સનાતનધર્મ મહાસભા’મા ઘણા કટ્ટર સનાતની શાસ્ત્રીઓ આવવાના અને કદાચ તેઓ જૈન મુનિના આગમનનો વિરોધ પણ કરે એવી શકા થયેલી શાસ્ત્રાર્થ અને વિવાદ ઉપર જીવનાર આ પડિતો જૈન મુનિને એકલ દોકલ જાણી વિતડાવાદમા ખેચી જાય એવી પણ ભીતિ ઉપજેલી

રામમિશ્ર શાસ્ત્રીજીએ કહેલું: " જ્યાં સુધી હું બેઠો છું ત્યાં સુધી તમે નિશ્ચિંત રહેજો. હું પોતે મારા શાસ્ત્રીબંધુઓ સન્મુખ જૈન ધર્મની મહત્તા છડેચોક જાહેર કરીશ. 'સ્યાદ્વાદ' અને ' અનેકાંતવાદ 'નું છૂપું રહસ્ય જાહેરસભામાં પ્રબોધીશ. અને છતાં જો કોઇ વિરોધ કરવાની હિમ્મત કરશે તો તેને કેમ પહોંચી વળવું, તે હું સારી પેઠે જાણું છું."

આ વાતના અનુસંધાનમાં શાસ્ત્રીજીએ તત્કાળ "સુજન-સંમેલન" નામનું એક વ્યાખ્યાન આપેલું અને વિશેષમાં કહેલું કે "સજ્જનોને સમજાવવા માટે આ એક જ વ્યાખ્યાન બસ છે. એટલું છતાં નહિ સમજે તો બીજું વ્યાખ્યાન " દુર્જન દંભેલન " નામનું આપીશ. સજ્જનો અને દુર્જનોને પતાવ્યા પછી હું બીજાં આઠ વ્યાખ્યાનો આપવા તૈયાર છું." એમાં ઇષ્ટ ભાષણ, શિષ્ટ ભાષણ, મિષ્ટ ભાષણ વિગેરેનો સમાવેશ કરવાનો એમણે મનસૂબો રાખેલો. કમનસીબે શાસ્ત્રીજી, બે-ચાર દિવસની તાવની બીમારીમાં અચાનક જ સ્વર્ગવાસ પામ્યા. એમની યોજના અધૂરી રહી ગઇ.

દસ વ્યાખ્યાનોની યોજનામાંથી માત્ર એક જ વ્યાખ્યાન લખવાનું એમનાથી બની શક્યું. એ વ્યાખ્યાન સંબંધી વધુ મીમાંસા આપણે હવે પછી કરીશું.

પ્રયાગ એ વખતે જાત્રાળુઓથી ઉભરાઇ નીકળ્યું હતું. સેંકડો કે હજારોની સંખ્યાથી નહિ પણ લાખોની

સંખ્યાથી એમની ગણતરી કરી શકાય ત્રિવેણીની આસપાસ સાધુ-સન્યાસીઓ અને નાગા બાવાઓના અખાડા જામી પડ્યા હતા આર્યસમાજ, ખ્રીસ્તીઓ અને બીજા નાના-મોટા સંપ્રદાયોએ પોતપોતાની છાવણીઓ ઊભી કરી વાળી હતી ત્રિવેણીની સામે જ વ્યાખ્યાનોની ધારા રેલાતી હતી

પંડિત માલવિયાજીએ યોજેલું 'સનાતનધર્મમહાસભાનું' અધિવેશન, સંખ્યા અને વ્યવસ્થામાં સૌથી જૂદું પડી જતું-દસેક હજાર શ્રોતાઓને સમાવી શકે એવો એક મંડપ ઊભો કરી વાળ્યો હતો પંડિતજીની મીઠી જબાન અને કુંભમેળાના સનાતન પ્રભાવથી આકર્ષાઇ, આસપાસના વિખ્યાત પંડિતો ઉપરાંત નાના-મોટા જાગીરદારો અને દરભંગા-મહારાજા જેવા શ્રોતાઓ આ મહાસભાને અનાયાસે લાધ્યા હતા આખો મંડપ શ્રોતાઓથી ચીકાર ભરાઇ ગયો હતો અવ્યવસ્થાને લીધે વ્યાસપીઠ ઉપરથી ઉચ્ચારાતા શબ્દો અધવચ્ચે જ શું ગળાઈ જતા

જે ઊંચા આસન ઉપર પ્રતિષ્ઠિત વિદ્વાનો અને શંકરાચાર્યો બેઠા હતા ત્યાં જ એક બાજુ સૂરિજીને બેસવાની ખાસ ગોઠવણ કરવામાં આવી હતી સનાતન હિંદુધર્મમહાસભામાં એક જૈન મુનિને, આ પહેલા, કદાચ કોઇ દિવસ આટલું માનભર્યું સ્થાન નહિ મળ્યું હોય

વ્યાખ્યાનવાચસ્પતિ દીનદયાળ શર્માની રણકાર કરતી વાણીના પડઘા આ સંમેલનમાં ગાજતા હતા, એટલામાં એ વિરાટ સમુદાયના એક ખુણામાંથી વિસંવાદી સ્વર ઉઠ્યા. શ્રી દીનદયાળ શર્મા અંગ્રેજી રહેણી–કરણીના કટ્ટા વિરોધી હતા–પરદેશ જઇ આવેલા સુધારકોની રેવડી દાણાદાણ કરી શકતા. શર્માજી પરદેશ વિષે કંઇક બોલ્યા અને તરત જ આ સાગર જેવા સમુદાયમાંથી એકીસ્વરે હુંકાર ઊઠ્યો: "પરદેશગમનનો નિર્ણય આ સભામાં થઇ જવો જોઇએ."

બીજી તરફથી ગર્જના સંભળાઇ: "હિંદુસ્તાનના મહાન પ્રતિષ્ઠિત શાસ્ત્રીઓ આ સંમેલનમાં આવ્યા છે. એમણે શાસ્ત્રાર્થ કરીને પરદેશગમન વિશે એકમતે નિર્ણય સંભળાવવો જોઇએ."

સભામાં રૂઢીચુસ્તો હતા તેમ સુધારકો પણ હતા. શાસ્ત્રાર્થ થાય તો પંડિત માલવીયાજીએ ધારેલો ઉદ્દેશ નિષ્ફળ જ જાય. એમણે કંઇ એ વિવાદનો નીકાલ લાવવા આ સંમેલન નહોતું ભર્યું. સનાતન ધર્મના અનુયાયીઓનું સંગઠન સાધવાની એમની નેમ હતી. ધીમે ધીમે કરતાં ટોળું વધું જોરમાં આવ્યું.

માલવીયાજી પોતાની મોહક વાણીમાં તોફાનીઓને સમજાવવા લાગ્યા: " આ ઘોંઘાટ, આ તોફાન તમને ન શોભે. વાંદરાઓની જેમ ઉછળકૂદ કરવી અને સભાના શિસ્તનો ભંગ કરવો એ માણસાઇ નથી. " થોડી વાર

લગી પંડિતજીએ વાગ્ધારા રેલાવી, પણ સભામાં તો આંધી ચડી હતી "બસ, શાસ્ત્રાર્થ ! શાસ્ત્રાર્થ !" સિવાય બીજો કોઇ શબ્દ નહોતો સંભળાતો.

માલવીયાજી બેસી ગયા. ઘોંઘાટ સ્હેજ કંઈક શાંત થતાં સભા સમક્ષ પીતવસ્ત્રધારી, પ્રફુલ્લ મુખ-મુદ્રાયુક્ત એક ધર્મોપદેશક સ્વાભાવિક છતાં ગંભીર વાણીમાં બોલતો હોય એમ લાગ્યું. શાસ્ત્રીઓ, પંડિતોને બદલે એક નવીન જ વ્યક્તિ આ સભામાં આવી ચડી છે એમ સૌને તરત જ સમજાયું. એ કુતુહળે પહેલાંની આંધી વિખેરી નાખી.

એ હતા શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મ-સૂરિ. મંગલાચરણના પ્રથમ શ્લોકે જ શ્રોતાઓને ખાત્રી કરાવી આપી કે આ કોઇ અપરિચિત પુરુષ છે, પણ એની શૈલી બીજા પંડિતો અને વક્તાઓ કરતાં ઘણી જુદી પડી જાય છે.

શરૂઆતમાં સૂરિજીએ જૈન મુનિ તરીકે પોતાની ટૂંકી ઓળખાણ કરાવી. જપ અને મંડન વિષે થોડું વિવેચન કર્યું. પાણી અને દૂધની મૈત્રી, દાન ઉપર ચડી બેઠેલી કલમની અધિકારીમાત્રને ચેતવણી અને આખરે અહિંસા-સંસ્કૃતિનાં મુખ્ય સૂત્રો એમણે સમજાવ્યાં. સભાપતિએ તો માત્ર પાંચ-દસ મિનિટની જ સૂરિજીને મંજુરી આપી હતી, પણ શ્રોતાઓએ જે ઔત્સુક્ય અને શાંતિ દાખવ્યાં અને પ્રેક્ષકોએ પોતે વચ્ચે વચ્ચે

"આગળ ચલાવો–ચલાવો–"ના સત્કારધ્વનિ કર્યા તે ઉપરથી એમણે વાણીનો દોર છૂટો મૂકી દીધો–લગભગ પોણા કલાક સુધી સૂરિજીએ તોફાને ચડેલા શ્રોતાઓને થંભાવી દીધા.

ત્રિવેણીના સંગમસ્થાન ઉપર વિદ્વત્તા, વક્તૃતા અને તપસ્વીતાનો આવો સુમેળ જોઈને, જૈન મુનિ પ્રત્યે જેઓ તટસ્થ જેવા હતા તેમને પણ ઘણો આહ્લાદ થયો. દરભંગાના મહારાજાએ, એ પછી, સૂરિજીને ખાસ આમંત્રણ મોકલી શાસ્ત્રચર્ચા માટે બોલાવ્યા હતા. બીજા પણ કેટલાક વિદ્વાનો અને આગેવાનો સાથે એ રીતે એમનો સંપર્ક સધાયો.

સનાતન ધર્મ–મહાસભાના એ એક જ વ્યાખ્યાનના પ્રતાપે, બે–એક વરસ પછી, જ્યારે અમે આખા દિવસના પરિશ્રમને અંતે બંગાળના વિહારમાં એક દિવસે, આહાર અને આશ્રયની શોધમાં ભટકતા હતા ત્યારે અમારું કેવું સ્વાગત થયું તે વાત હવે પછીના પ્રકરણમાં કહીશ.



(૯)

## "સુજન સમ્મેલનમ્"

"સુજન સમ્મેલનમ્" છે તો એક સોળ-સત્તર પાનાનુ નાનકડુ વ્યાખ્યાન પણ સ્વ શ્રી વિજયધર્મ સૂરિજી અને સ્વ શ્રી રામમિશ્ર શાસ્ત્રી વચ્ચેના સૌહાર્દનુ એ સિવાય બીજુ કોઇ ચિરતન સ્મારક નથી રહ્યુ ઐતિહાસિક શિલાલિપિ કરતા એનુ મહત્ત્વ ઉતરતુ નથી કાશીના આજ સુધીના ઇતિહાસમા, કાશીના જ કોઇ શાસ્ત્રીએ, પોતાના બધુ-શાસ્ત્રીઓના રૂઢી-વહેવારથી ઉપરવટ જઇને જૈનધર્મના ગણધમા આવુ મકોચરહિત વ્યાખ્યાન આપ્યુ હોય તો આ 'સુજન સમ્મેલનમ્' પહેલુ અને કદાચ છેલ્લુ છે જૈનધર્મ કે જૈન સિદ્ધાત વિષે એમા સ્તુતિ અથવા પ્રશસા છે, એટલા માટે નહિ પણ જે વખતે કાશીના પડિતો જૈનોને અસ્પૃશ્ય માનતા અને જૈન સિદ્ધાત પવિત્ર હોય તો પણ મરેલા કૂતરાના દેહમા રહેલા ગગાજળ જેવો અપવિત્ર છે, એમ ખુલ્લે

છોગે કહેતા તે વખતે એમનાજ ભાઈએ જૈન સંઘને પોતાની પાંખમાં લીધો અને સજ્જનોના સંઘમાં, જૈનોનું પણ મિલન હોવું જ જોઈએ એમ ઢોલ વગાડીને જાહેર કર્યું. એ દૃષ્ટિએ એનું મૂલ્યાંકન થવું જોઈએ.

ડૉ. હર્મન જેકોબી, ડૉ. હર્ટલ, ડૉ. સીલ્વન લેવી, ડૉ. વીંટરનીઝ જેવા પશ્ચિમના અભ્યાસીઓએ જૈન શાસ્ત્રસાહિત્યનું ખૂબ સંશોધન કર્યું છે અને જૈન સંસ્કૃતિના સંદેશ પોતપોતાની પદ્ધત્તિએ સંસારને સુણાવ્યા છે. પૌર્વાત્ય પંડિતો, ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણ, શ્રી હરિસત્ય ભટ્ટાચાર્ય વિગેરેએ પણ એમાં પોતાનો હિસ્સો પૂર્યો છે અને સ્વ. સૂરિજીએ ઉપરોક્ત સઘળાજ વિદ્વાનો સાથે પત્રવહેવાર, ગ્રંથવિનિમય અને મુલાકાતનો થોડે ઘણે અંશે સંપર્ક રાખ્યો હતો. પણ સ્વ. પંડિત રામમિશ્ર શાસ્ત્રીજીનું વ્યક્તિત્વ અને છાપ કંઈક નીરાલી હતી. તેઓ પોતાને 'સર્વતંત્રસ્વતંત્ર,' 'સત્સંપ્રદાયાચાર્ય' તરીકે ઓળખાવતા-પોતાના નામ સાથે એ વિશેષણ જોડતા અને "गणे विद्यावतां यस्य प्रथमं नाम वाच्यते— વિદ્વાનોના સમૂહમાં જ્યારે ગણતરી થાય છે ત્યારે પોતાનું જ નામ પ્રથમ ઉચ્ચારાય છે એમ માનતા. જૂના જમાનામાં જેમ 'દિગ્‌વિજય' કરવા નીકળેલ પંડિતો હાથમાં મશાલ અને સીઢી રાખીને દેશ-વિદેશ ફરતા અને કહેતા કે જો પ્રતિવાદી સ્વર્ગમાં નાસી જાય તો એને પકડીને પાછો પૃથ્વી ઉપર ઉતારવા, ફરી તેની

સાથે શાસ્ત્રાર્થ કરવા આ સીઢી રાખી છે અને જો ભોંયરામા કે પાતાળમા પેસી જાય તો તેને શોધી કાઢવા આ મશાલ રાખી છે તેમ પ્રાચીન પાંડિત્યના તણખા જેવા આ રામમિશ્ર પણ પોતાના એકાદ વિધાનને અસત્ય કે અપ્રામાણિક ઠરાવવા પ્રતિસ્પર્ધીને પડકાર કરતા જરૂર પડે તો તેની સાથે વિવાદમા ઉતરવા પણ તૈયાર હતા 'સુજન સમેલનમ્'મા જ એમણે એક સ્થળે કહ્યુ છે કે –सज्जनो आप जानते हो, मैं वैष्णव संप्रदाय का आचार्य हूं, यही नहीं है, मैं उस संप्रदायका सर्वतो-भावसे रक्षक हू और साथ हि उसकी तरफ कडी नजरसे देखनेवालेका शीक्षक भी हूं " જે સાંપ્રદાયિકતા જડતા અંધશ્રદ્ધા અને નરી સકુચિતતા માટે વગોવાઈ છે એ જ સાંપ્રદાયિકતા, મૈત્રીના વિરાટ મેદાનમા આવી જૈન સપ્રદાય સાથે અહીં હાથ મીલાવે છે "સુજન સમેલ-નમ્"મા એ એક વિશેષતા છે

જૈનો, બૌદ્ધો, વૈદિકો પરસ્પરમા ખૂબ લડ્યા છે, પણ શાસ્ત્રીજી કહે છે કે એ કંઈ દુશ્મનોની લડાઈ નહોતી સગા ભાઈઓ, પીતરાઈ ભાઈઓ અંદરઅંદર લડે છે જ્યા સ્નેહ હોય ત્યા વૈરના બીજ કવચિત ઊગી નીકળે છે, પણ એ ઉપરથી જૈનો કે બૌદ્ધો આપણા ભાઈ નથી મટી જતા

'यह कहने हुए मेरा शरीर पुलकित होता है कि आजका यह हमारा जैनों के सग एक स्थानमें उपस्थित होकर समागम यह है कि जो चिरकाल से बिछुडे भाइ

भाइ का होता है॥ सज्जनो यह भी याद रखना, जहां भाइ भाइ का रिस्ता है वहां कभी कभी लडाइ की लीला लग जाती हैं परन्तु याद रहे, उसका कारण केवल अज्ञान ही होता है॥ ”

વ્યાખ્યાનમાં નર્યું પાંડિત્ય નથી, સૌહાર્દ અને આત્મીયતાનો છંટકાવ ઠેકઠેકાણે થયો છે. “ જૈન ધર્મ તો આજકાલનો છે, વૈદિક મત કરતાં ઉતરતો અને પછીનો છે ” એમ કહેનારની અજ્ઞાનતા શાસ્ત્રીજી સાંખી શકતા નથી. વ્યાખ્યાનની શરૂઆતમાં જ એમણે નિર્દેશ કર્યો છે કેઃ“वैदिक मत और जैन मत सृष्टि की आदिसे बराबर अविच्छिन्न चले आये है और इन दोनों मजहबों के सिद्धान्त विशेष घनिष्ट समीप संबंध रखते है...”

પાશ્ચાત્ય પંડિતોએ શ્રી મહાવીરસ્વામીને અને જૈન ધર્મના પ્રચારને ઈ. સ. પૂર્વેની છઠી શતાબ્દિ સાથે સાંકળ્યાં છે. એટલે કે શ્રી મહાવીર ભગવાને જૈન ધર્મનો પ્રચાર કર્યો એમ તેઓ નક્કર ઐતિહાસિક આધારો સાથે પુરવાર કરે છે. પણ શ્રી રામમિશ્ર શાસ્ત્રી તો શુદ્ધ સનાતની છે. એમની નજર સૃષ્ટિની અનંતતા ઉપર ઠરી છે. સંખ્યાતીત કલ્પો અને મન્વંતરો ભલે આજના જમાનાને હાસ્યાસ્પદ લાગે, પણ કાળનો કલ્પનામાં પણ ન આવે એવો એક અગાધ ઉદધિ આપણે ઓળંગ્યો છે એ વિષે એમને મુદ્દલ શક નથી. એટલે જ તેઓ કહે છે કે જેમણે સભ્યતાની આદિ પોતપોતાની બુદ્ધિના જોરે કલ્પી લીધી છે તેમણે જૈન ધર્મના આરંભને પણ અમુક

એક સદી સોંપી દીધી  પણ એ તો બધી કાચી વાતો છે ! બચ્ચાશાહી છે

જ્યારથી અધ્યાત્મવાદનુ બીજારોપણ થયુ, જ્યારથી કાર્ય-કારણવાદની મીમાસા ચાલી, જ્યારથી પરલોકનુ અસ્તિત્વ, આત્માનુ નિર્વિકારિત્વ સમજાયુ  અને વ્રત-ઉપવાસની વ્યવસ્થા જીવનનો એક ભાગ બન્યો, પુણ્ય-પાપમા શ્રદ્ધા બેઠી ત્યારથી જૈનાદિ દર્શનો ફળવા લાગ્યા અમુક સપ્રદાય અથવા દર્શન અમુક સ્વરૂપમા અમુક કાળે વ્યક્ત થયુ એટલે એની જન્મતારીખ પણ એ જ હોવી જોઇએ એમ ઘણાકો માની લે છે પશ્ચિમના પડિતોઓ લગભગ એ જ પદ્ધતિ સ્વીકારી છે પણ રામમિશ્રજી અને શ્રી હરિસત્ય ભટ્ટાચાર્ય જેવા વિદ્વાનોએ તો ઘટનાજગતની પેલી પાર દૃષ્ટિ કરી ચિતન સૃષ્ટિના સીમાડાની શોધ કરી દર્શનોના મૂળ બીજ કયા કેવાં રૂપે વિકસતા હતા તે બતાવી આપ્યુ છે

" જેમની સભ્યતા આધુનિક છે, તે તો ગમે તેમ કહે પણ મને એમ કહેવામા કોઈ પ્રકારનો બાધ નથી નડતો કે જૈન દર્શન વેદાન્ત આદિ દર્શનોથી પણ પહેલાનુ છે તેથી જ તો વેદવ્યાસ મહર્ષિએ બ્રહ્મસૂત્રમા નૈકસ્મિન્નસમવાત્ એમ કહુ છે વેદવ્યાસે બ્રહ્મસૂત્ર રચ્યુ તે પહેલા જૈન મત હોવો જોઇએ અને જૈન મત હતો એટલે તો એનુ ખડન કર્યુ છે જો એ હોત જ નહિ તો વેદવ્યાસ એનુ ખડન કઇ રીતે કરત ? અત્યારે

મારી પાસે બહુ વખત નથી પણ એટલું કહી લઉં કે વેદોમાં પણ અનેકાંતવાદનાં મૂળ છે.”

બુદ્ધિમાન લોકોના નિગૂઢ વિચાર એનું બીજું નામ દર્શન. એ વિચારધારા શુદ્ધ—નક્કર આકાર પામતી દર્શનશાસ્ત્રમાં પરિણમે છે. અજાતવાદ, વિવર્તવાદ, દૃષ્ટિસૃષ્ટિવાદ, પરિણામવાદ, આરંભવાદ અને શૂન્યવાદ એ રીતે જ જન્મ્યા છે. ખરું જોતાં એ સઘળા એકાંતવાદો છે. એકાંતવાદની સંગતિ બેસારવા અનેકાંતની જરૂર પડવાની અને પડી છે. શાસ્ત્રીજી એમ દૃઢપણે માને છે કે અનેકાંતવાદ એવી વસ્તુ છે કે જેના વિના કોઈને ઘડીભર પણ ન ચાલે.

“ देखीये विष्णुपुराणमें लिखा है:
नरक स्वर्गसंज्ञे वै पुण्यपापे द्विजोत्तम
वस्त्वेकमेव दुःखाय सुखायेर्ष्या जमाय च
कोपाय च यतस्माद् वस्तु वस्त्वात्मकं कुतः ? ”

પરાશર મહર્ષિના એ કથનમાંથી શ્રી રામમિશ્રજીએ અનેકાન્તવાદના મૂળનો પરિચય કરાવ્યો છે. જે વસ્તુ ‘વસ્ત્વાત્મક નથી, જેનું એકાન્તપણે કોઈ સ્વરૂપ નિશ્ચિત નથી, એટલે કે એક સમયે જે સુખના અને બીજી ક્ષણે દુઃખના કારણરૂપ બની શકે છે તે અનેકાન્તવાદ પુરવાર કરે છે.

જૈન દર્શનને જેઓ આધુનિક માને છે અને જૈન દર્શનમાં દાર્શનિકતા જેવું કંઈ નથી એવો પ્રલાપ

કરે છે તેમને ઉચિત જવાબ આપવા ઉપરાંત જિન-પ્રતિમા, જૈન ગ્રંથભંડાર, શ્રી હેમચંદ્રાચાર્ય અને વર્તમાન જૈન સમાજની પણ એમણે થોડી પ્રશસ્તિઓ ઉતારી છે

જૈનોના સિદ્ધાંત અને મૂર્તિપૂજા ઉપર પહેલા આર્ય-સમાજના પ્રચારકોએ અછાજતુ આક્રમણ કર્યું હતુ શ્રી શાસ્ત્રીજીના દિલમા એ આક્રમણ ખૂચતુ હોવુ જોઈએ એમ તેમની ભાષા અને વિવેચનશૈલી ઉપરથી જણાય છે જૈનોની રથયાત્રાનો વિરોધ કરનારાઓને શાસ્ત્રીજી પૂછે છે

"જૈનોની રથયાત્રા વખતે કોની મૂર્ત્તિ રથમા બિરાજે છે? ખબર છે?"

દેવો–ગન્ધર્વો અને પશુ–પક્ષી પણ જેની પૂજા કરે છે તે મૂર્તિ માટીની કે પત્થરની છે એમ કહેનાર અજ્ઞાનીઓ છે મૂર્તિભંજકો, મૂર્ત્તિપૂજકો કરતાં વધુ બુદ્ધિશાળી હોય છે એમ નથી માનવાનુ જ્ઞાન, વૈરાગ્ય, શાંતિ, ક્ષાંતિ, શમ, દમ, અહિંસા આદિ પૂજાયોગ્ય ગુણોનો સમુદાય હોય છે તેની જ તેઓ પૂજા કરે છે અહીં શાસ્ત્રીજી પોતાને એક અતિપ્રિય થઈ પડેલો શ્લોક સંભળાવે છે એમા શ્રી પાર્શ્વનાથ ભગવાનના વિષયના રતિ અને કામદેવનો સંવાદ છે—

> कोऽयं नाथ जिनो भवेत्तव वशी हूं हूं प्रतापी प्रिये
> तर्हि विमुञ्च कातरमते शौर्यावलेपक्रियाम्

मोहोऽनेन विनिर्जितः प्रभुरसौ तत्किंकराः के वयम्
इत्येवं रतिकामजल्पविषयः पार्श्वप्रभु पातु नः

રતિ દેવી પૂછે છેઃ—નાથ આ કોણ છે ?

કામદેવઃ—એ જિન ભગવાન છે.

રતિઃ—તમારા તાબામાં ખરા કે ?

કામદેવઃ—નહિ, પ્રિયે !

રતિ—નહિ; તો ધૂળ પડી તમારી બહાદૂરીમાં ! નકામી જ બડાઇ હાંકો છો ને ?

કામદેવ—હકીકત એવી છે કે એમણે મોહ ઉપર પોતાનો વિજય વર્તાવ્યો છે અને અમે તો મોહના નોકર-ચાકર કહેવાઈએ. એ પ્રભુને અમે શું કરી શકીએ ?

રતિ અને કામદેવ પણ જેના બ્રહ્મચર્યની સ્તુતિ કરે છે એવા પ્રભુ પાર્શ્વનાથ ભગવાન આપણું સૌનું કલ્યાણ કરો. રતિ-કામદેવ તો ચોર-લૂટારા છે, ભલભલા તપસ્વીઓને પણ પછાડ્યા છે, એ ચોર-લૂટારાઓ જેની આવી સ્તુતિ કરે તે ભગવાનની, ભગવાનની પ્રતિમાની અને રથયાત્રામાં પ્રભુને પધરાવનાર અનુયાયીઓની હાંસી કરવી એ નરી અજ્ઞાનતા છે.

શાસ્ત્રીજીએ પશ્ચિમની કેળવણી નહોતી લીધી, આર્થિક કે સામાજિક પ્રશ્નો અને વર્તમાનપત્રો સાથે પણ એમણે ઝાઝી નીસબત નહોતી રાખી. છતાં આ 'સુજન સંમેલન'માં જૈન ધર્મના ઇતિહાસનો, સાહિત્યનો મૂર્તિપૂજાનો પ્રશ્ન હાથ ધર્યો છે તેમ અંત્યજ અને વર્ણ-

વ્યવસ્થા વિષે પણ નિર્દેશ કર્યો છે જૈન સ ઘની વર્તમાન પરિસ્થિતિનુ અને શ્રી હેમચ દ્રાચાર્યના પ્રભાવનુ પણ આછુ રેખાકન કર્યું છે જૈન સઘના અગ-ઉપાગમા એક દિવસે જુવાનીનુ લોહી ધબકતુ "सज्जनों एक दिन यह था कि जैन सम्प्रदायके आचार्योंके हुकारसे दसों दिशाए गुंज उठती थीं" એટલે કે જૈન આચાર્યોના હુ કારથી દશે દિશાઓ ગુ જી ઊઠતી જૈનોના સ્યાદ્વાદરૂપી કીલ્લામા માયામય ગોળા પ્રવેશ કરી શકતા નહિ, એટલુ જ નહિ પણ જેમણે જૈન સિદ્ધાતનુ ખ ડન કરવા કમ્મર કસી છે તેઓ પોતે જ વિદ્વાનોની દૃષ્ટિમા હાસ્યાસ્પદ બન્યા છે

હેમચ દ્રાચાર્ય જેવા એક જ પુરુષે, વ્યાકરણથી માડી ગહન દર્શનશાસ્ત્ર પર્યંતના વાઙ્મયના પ્રદેશમા જે સર્વતોગામી પ્રતિભાનો ચમકાર બતાવ્યો છે તે જોઈને ભલભલા પ ડિતો આશ્ચર્યચકિત બની ગયા છે શ્રી રામમિશ્રજીએ એમના પુરુષાર્થની મુક્તક ઠે પ્રશ સા કરી છે.

'સુજનસ મેલન'ની મોહક સુરાવટની સાથે શાસ્ત્રીજીએ એક વિષાદનો સૂર પણ સભળાવ્યો છે

"ખેદની સાથે મારે કહેવુ પડે છે કે જૈન મતને આજે ઘડપણ વળગ્યુ છે ગણ્યાગાઠ્યા સાધુઓ અને ગૃહસ્થોમા કોઈક જ વિદ્વાન દેખાય છે" જે દિગબર જૈન ગૃહસ્થોની વિદ્વત્તા કે વિદ્યાભિરુચી વિષે એમણે સાભળ્યુ કે અનુભવ્યુ હતુ તેનો ઉલ્લેખ કરતા પહેલા

શ્રી વિજયધર્મસૂરિ–જેઓ તે વખતે હજી મુનિ ' ધર્મવિજયજી મહારાજ ' હતા તેમના ભાલે આ રીતે એમણે યશસ્તિલક આંકયું છેઃ

" સાધુવર્ય, પરમોદાસીનસ્વભાવ, આત્મવિજ્ઞાન-પરાયણ, જ્ઞાનવિજ્ઞાનસંપન્ન શ્રી ધર્મવિજયજી, સાધુ સંપ્રદાયમાં એક આગળ પડતા પુરુષ છે. "

શાસ્ત્રીજીની વ્યાખ્યાનમાળાનું આ પ્રથમ પુષ્પ હતું. એમની ઇચ્છા આવા બીજા નવ વ્યાખ્યાનો આપવાની હતી. પણ એમના અકાલ અવસાને આપણું એ સૌભાગ્ય આંચકી લીધું. ' સુજન સંમેલન 'ને પણ એ વખતે શ્રી યશોવિજયજી જૈન પાઠશાળાને અંગે જે એક આંધી ચડી આવી હતી તેને લીધે જેવી જોઈએ તેવી પ્રસિદ્ધિ મળી શકી નહિ. મોટા અક્ષરોમાં છપાએલું આ સોળ પાનાનું નાનું વ્યાખ્યાન, બીજું કંઈ વધારે નહિ તો આટલું તો પુરવાર કરે છે કે સ્વ. શાસ્ત્રીજી અને સ્વ. વિજયધર્મસૂરિ, જ્ઞાન–વિરાગ–પંથના પૂર્વભવના સહ-યાત્રીઓ હોવા જોઈએ. સ્વભાવની સમાનતા વિના આવી નિષ્કામ મૈત્રી અસંભવિત છે.

## (૧૦)

## ગામનગરના રાજમહેલમાં

શ્રી ઓઝાજી મૈથિલી બ્રાહ્મણ-પંડિત હતા તેઓ કાવ્યસાહિત્ય આદિનુ, શ્રી યશોવિજય પાઠશાળામા અધ્યાપન કરાવતા ઓઝાજીનુ સૂકલ-લકડી શરીર, શરીરને ઢાંકતુ એક નાનુ-મેલુ વસ્ત્ર અને સૌથી વધુ તો એમની કેડે હમેશા ઝુલતી રહેતી નાનકડી તમાકુ-ચુનાની જીર્ણ થેલી, વર્ષોના વર્ષો વીતવા છતા કોઈ વિદ્યાર્થી ભાગ્યે જ ભૂલ્યો હશે કાવ્ય-સાહિત્યમા ઓઝાજી નિષ્ણાત હતા

તેઓ અધ્યયન કરાવતી વખતે કોઈ કોઇ વાર કાશી-નરેશની વાત કાઢતા એમની એ વાતો ઉપરથી કાશીના મહારાજાની સભામા એમનો પ્રવેશ હોય એમ એ વખતે લાગેલુ અને સ્વ શ્રી વિજયધર્મસૂરિના વિદ્યાનુરાગ, તપોબળ અને જૈન મુનિને ઉચિત આચાર-વહેવારની વાતો ફેલાતી ફેલાતી કાશીના મહારાજા-

જેઓ ગંગા નદીના સામે કિનારે રામનગરમાં રહેતા ત્યાંસુધી પહોંચી ગઈ હતી એમ ઓઝાજી પોતે કોઇ કોઈ વાર કહેતા.

એટલામાં એક દિવસે કાશી–નરેશના રહસ્ય-મંત્રી શ્રી વિંધ્યેશ્વરી પ્રસાદનો એક પત્ર આવ્યો. એ પત્ર સૂરિજીને જ સંબોધીને લખાએલો હતો. 'કાશીના મહારાજા આપને મળવા માગે છે. આપ જો વહાણમાં બેસીને આવી શકતા હો તો વહાણનો અને ગાડી મારફત આવી શકતા હો તો ગાડીનો બંદોબસ્ત ક્યારે કરવો તે જણાવશો."

સૂરિજીએ મળવાનો સમય બતાવ્યો અને વધુમાં જણાવ્યું કે જૈન મુનિ કોઇ વાહનનો ઉપયોગ કરી શકે નહિ, એટલે પોતે પગરસ્તે રામનગરના રાજદર-બારમાં ચાલીને આવી જશે. વાહનનો બંદોબસ્ત કરવાની જરૂર નથી.

કાશી અને રામનગર વચ્ચે ભાગીરથી વહે છે. બન્ને ગામો વચ્ચેનો ઘણોખરો વહેવાર વહાણ મારફત ચાલે છે. કાશીથી રામનગર જવાનો પગરસ્તો છે, પણ તે બહુ ફરીફરીને જતો હોવાથી ઘણો લાંબો થઇ પડે છે. સૂરિજી વહાણનો ટૂંકો રસ્તો મૂકી, બે–ત્રણ ગાઉનો પંથ કરીને આવે છે એ વાત જાણીને કાશીનરેશને નવાઇ લાગેલી. એમને એમ પણ લાગેલું કે જૈન મુનિ, બીજા સંપ્રદાયના સાધુની સરખામણીમાં

હજી પણ પોતાના જૂના–શાસ્ત્રીય નિયમોને બગબર વળગી રહ્યા છે

સૂરિજીએ લગભગ નવ–દસ વાગ્યે પાઠશાળામાથી પ્રયાણ કર્યું વિદ્યાર્થીઓને પહેલેથી જ ખબર આપી દીધા હતા કે આજે કાશીનરેશને મળવા જવાનુ હોવાથી સૌએ તૈયાર થઇ જવુ સૂરિજી વિદ્યાર્થીઓ પહેલા તૈયાર થઇ ગયા

અચાનક જ સૂરિજી સાથે રામનગર જવાનુ મને સદ્ભાગ્ય મળી ગયુ એમણે પોતાની સાથે ઉકાળેલા પાણીની માત્ર એક નાની માટલી રાખેલી

રાજઘાટ સ્ટેશન પાસેનો પૂલ વટાવી અમે સીધા રામનગરના રસ્તે પડ્યા તાપ સખત હતો સૂરિજી પા–અડધા કલાકને અતરે વચ્ચે વચ્ચે ઝાડના છાયા નીચે પાણી વાપરવા બેસતા

બારના સુમારે રાજમહેલમા પહોચ્યા એક દરવાને વિવેક સાથે અમારાં નામ–ઠામ પૂછ્યા મે એક કાગળના ટુકડા ઉપર શ્રી 'ધર્મવિજયજી મહારાજ' લખીને એ કાગળ દરવાનના હાથમા મૂક્યો

થોડી વારે એ દોડતો પાછો વળ્યો અને પહેલા કરતા પણ વધુ વિનય સાથે અમને એક મોટા ખડમા લઇ ગયો ખંડ ખાલી પડ્યો હતો. સ્વચ્છ–ભરતકામવાળી એક મોટી જાજમ ચારે ખૂણે પહોચી વળે એવી

રીતે બીછાવેલી હતી. મહારાજશ્રીએ જાજમનો એક છેડો ખસેડી, જમીન ઉપર પોતાનું આસન બીછાવી બેઠક લીધી.

થોડી વારે એક ભાઇ, ખંડની પાછળના ઓરડામાંથી બારણું ઉઘાડીને બહાર આવ્યા. અમે સમજ્યા કે "મહારાજા સાહેબનો માણસ હશેઃ કંઇક પૂછવા આવ્યો હશે."

પણ એ ગૃહસ્થ અમને મળ્યા સિવાય અમને જોઇને જ અંદર ચાલ્યા ગયા.

વળી થોડી વાર થઇ એટલે એક બીજા ભાઇ આવ્યા. એમણે અમને હિંદીમાં કહેવા માંડયું: "મહારાજા સાહેબને મળવા આવ્યા છો ને?" અમે હા પાડી એટલે એણે સહેજ કૌતુક અને સ્મિત સાથે કહ્યું: "મહારાજા સાહેબ–કાશીનરેશ પોતે અહીં આવીને પાછા ચાલી ગયા!"

અમારી મુશ્કેલી એ હતી કે અમે કાશીનરેશને પીછાનતા નહોતા. તેઓ અમને ઓળખી ગયા હશે, પણ અમારે એમને, ઘરના સાદા વેશમાં શી રીતે ઓળખી કાઢવા એ અમને ન સમજાયું.

નરેશ, નરેંદ્ર, મહારાજા એવા બધા શબ્દોની સાથે કોણ જાણે કેમ પણ ચિરકાળથી જે ઝગઝગાટ–સોના અને હીરા માણેકના હાર–તોડા–શિરપેચ વિગેરે સંક-

ળાએલા છે, તે ભ્રમ ટાળ્યો ટળતો જ નથી રાજા-મહારાજાઓના આવા ભપકાભર્યા ચિત્રો જેણે જોયાં હોય-કલ્પ્યા હોય તે સફેદ મલમલના પેરણ, સાદા સુરવાળ અને માથે પાતળી-ઝીણી ટોપી પહેરેલા મહા-રાજાને કેમ પીછાની શકે ?

બીજી વાર જ્યારે કાશીનરેશ પધાર્યા ત્યારે અમે ભૂલ ન કરી, તેમ એમણે પણ વધુ રાહ ન જોઇ-સીધા અમારી પાસે જ આવી ઊભા રહી ગયા તરતજ, સૂરિજીને જમીન ઉપર બેઠેલા જોઇને એક નોકરને ખુરશી લાવવાનો હુકમ કર્યો

સૂરિજીએ ખુરશીનો પણ સભ્યતા પૂર્વક ઇન્કાર કર્યો-જૈન સાધુ ખાસ અગત્યના કારણ સિવાય અથવા બીજો કોઇ ઉપાય ન હોય તે સિવાય, બીજા કોઈના આસન પર ન બેસી શકે, એવી મતલબનુ સ્પષ્ટીકરણ કર્યું

આખરે મહારાજાએ પોતે જાજમ ઉપર બેસવુ અને સૂરિજી પોતાના આસન ઉપર બેઠા છે તે કાયમ રાખવુ એવો નિર્ણય થયો

પ્રારભમા ક્ષેમ-કૂશળતાની કેટલીક વાતો થઇ એટલામા તો કાશીનરેશના પડિતો અને બીજા દર-બારીઓ પણ એ જ ખડમા આવી બેસી ગયા. 'યશોવિજયજી પાઠશાળા' નો વિદ્યાર્થીસમૂહ પણ વહા-ણમા આવવાનો હતો, તે પણ સૂરિજીના આડખેપડખે ગોઠવાઇ ગયો

કાશી-નરેશનો એ પ્રથમ પરિચય હતો. સાંપ્રદાયિક સિદ્ધાન્તોના સમન્વયની વાત જ અહીં શોભે અને સૂરિજીને એ કળા બરાબર ફાવી ગઇ હતી. સૂરિજી અંતઃકરણપૂર્વક એમ માનતા કે શાસ્રાર્થથી કે ખંડનાત્મક શૈલીથી સામા પક્ષનું હૃદય જીતી શકાતું નથી; એટલે તેઓ બીજી કોઇ આંટીઘુંટીમાં ઊતર્યા વિના અહિંસા, સત્ય, અપરિગ્રહ અને બ્રહ્મચર્યની સર્વસામાન્ય ભૂમિકા ઉપર વાર્ત્તાલાપ કરતા.

પણ કાશી-નરેશની હાજરીમાં જ એક પંડિતને પોતાનું ડહાપણ ડોળવાની હોંશ થઇ આવી. પૂછ્યું: "મહારાજશ્રી! સામાન્ય સિદ્ધાન્તો તો બરાબર છે, પણ છ દર્શનમાં જૈન દર્શનનું સ્થાન ક્યાં છે?" પંડિત એમ માનતા કે વેદાન્ત દર્શન, સાંખ્ય દર્શન, મીમાંસક દર્શન અને બૌદ્ધ દર્શન પછી જૈન દર્શનનું સ્થાન આવે છે એમ મહારાજશ્રીને નછૂટકે કબૂલવું પડશે અને એટલી કબુલાત જો મહારાજ આપી દે તો આપણે અર્ધો વિજય થઇ ગયો સમજી લેવો.

સૂરિજી, પહેલાં તો એ પંડિતની કૂપમંડુકતા ઉપર મનમાં ને મનમાં સહેજ હસ્યા. એમણે આવા ઘણા વિવાદીઓ જોયા હતા અને એમને યુક્તિથી બોલતા બંધ કર્યા હતા. સભાસદો સૂરિજીના ઉત્તરની રાહ જોઇ રહ્યા.

"એવો કોઇ દર્શનાનુયાયી હશે કે જે પોતાના દર્શનને બીજો નંબર આપે? સૌ પોતપોતાના દર્શનને

અગ્રગણ્ય માને એ સ્વાભાવિક છે અને હું તો એટલે સુધી કહું છું કે સ્થાન કે નબરમા શુ બળ્યુ છે? જે દર્શન મોક્ષનો 'માર્ગ બતાવતુ હોય, સસારના સતાપોથી છોડાવતુ હોય, જગતના સમજુ જને એનો જ આશ્રય લેવો જોઈએ બીજા કોઇ વિવાદમા પડવાની જરૂર નથી"

શાસ્ત્રાર્થમા ખેચવાની પેલા પડિતની મુરાદ બર ન આવી કાશી-નરેશને એ વાત ગળે ઊતરી ગઈ જરા પણ ઉશ્કેરાયા વિના કે પાડિત્યનો દભ કર્યા વિના આવી સરળ શૈલીએ જવાબ આપનાર પુરુષ સાચે જ સયમ અને જ્ઞાનના રગથી રગાયેલો હોવો જોઇએ એવી એમના મન ઉપર છાપ પડી

"સૌ પોતાના દર્શનને પ્રાચીન અને પ્રથમ કોટીનુ પુરવાર કરે એ સ્વાભાવિક છે" બીજા એક તટસ્થ જેવા પડિતે કહ્યુ અને સૂરિજીની વાગ્ધારા આગળ ચાલી

"આપણી વચ્ચે લઢ્ઢાલઢ્ઢી કયા ઓછી થઈ છે? જૈનોએ વેદાન્ત દર્શનનુ ખડન કર્યું છે તો વેદાન્તીઓએ જૈન દર્શનનુ ખડન કર્યું છે છ મુખ્ય દર્શનોએ અદર અદર ખડન-મડન કરવામા બાકી જ કયા રાખી છે? આજે પણ લાઠીના એવા ખેલ ખેલવા હોય તો કોઇ ના નથી પાડતુ, પરન્તુ સરવાળો તો શૂન્યમા જ આવવાનો જૂના જમાનામા તમે કહેતા કે हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरम्" ગાડો હાથી ધસી આવતો હોય

તો પણ જૈનના મંદિરમાં ન જવું. અમે એના જવાબમાં એમ કહીએ કે સિંહેનાઽઽતાડ્યમાનોઽપિ ન ગચ્છેજ્જૈનમંદિરમ્। છંછેડાયેલો સિંહ સામેથી ચાલ્યો આવતો હોય તો પણ શૈવ કે વૈષ્ણવના મંદિરમાં ન જવું, તો અમને એમ કહેતાં કોણ રોકી શકે છે? પણ બુદ્ધિમાનો તો તરત જ સમજી જશે કે એ તો સુધરેલી લઠ્ઠાલઠ્ઠી થઇ. એ કંઇ તત્ત્વની વાત નથી."

કાશી-નરેશ અને એમની સાથેના પંડિતો સૂરિજીનો એકે એક શબ્દ શાંતિથી સાંભળી રહ્યા. મોક્ષના દરવાજા પાસે હમેશાં સંત્રીઓ પહેરો ભરતા હશે અને અંદર જવા માગનારના દર્શનનો પરવાનો જોયા પછી જ પરવાનગી આપતા હશે એમ જે પંડિત-સભ્યે માનેલું, તેમણે હવે બીજો પ્રશ્ન પૂછવાની હિમ્મત ન કરી.

એ પછી, પ્રસંગોપાત, જૈન સાધુના જીવનવ્રતની વાત નીકળી. સૂરિજીએ પોતાનું સ્વતંત્ર સૂત્ર સંભળાવ્યું: ગૃહસ્થાનાં યદ્ભૂષણં તત્ સાધૂનાં દૂષણમ્ ગૃહસ્થોના જે ભૂષણ તે અમારાં-સાધુનાં દૂષણ: ગૃહસ્થનાં દૂષણ તે તે અમારાં ભૂષણ."

"એ કેવી રીતે?" શ્રોતાઓની આતુર દૃષ્ટિ, વધુ વિવેચન માટે સૂરિજી તરફ સવિશેષ એકાગ્ર બની.

"ગૃહસ્થ જો ભીખ માગે તો એની નિંદા થાય, સાધુ ભીખ ઉપર જીવે એ એનું ભૂષણ: ગૃહસ્થ જો નિર્ધન હોય તો એની સામે પણ કોઈ ન જુએ, સાધુ

પૈસા સંઘરે કે પરિગ્રહ રાખે તો એ પતિત થાય, સાધુ હાથી-ઘોડા ઉપર બેસે તો એની સાધુતા લાજે અને ગૃહસ્થ જો પગે ચાલીને જાય-આવે તો લોકો કહેશે કે એ તો કંજુસ–મુંજી છે અમારે સાધુએ તો, ગૃહસ્થ કરતા જૂદી જ જાતનું જીવન જીવવું જોઈએ તો જ અમે અમારા જીવનના વ્રતો ઉજાળી શકીએ ” આચાર સૂત્રોની વિગતમા ઉતર્યા વિના, સૌ કોઈ સમજી શકે એવી ઢબે સૂરિજીએ જૈન મુનિના રોજના જીવનની કેટલીક મુખ્ય હકીકતો સંભળાવી એ ઉપરથી જૈન સાધુ હંમેશા પગે જ મુસાફરી કરે છે, ભીખ માગીને સંયમયાત્રા ચલાવે છે, રાત્રિભોજન નથી કરતા, રાત્રિએ પાણીનું ટીપું પણ નથી પીતા, ક્યાંઈ મઠ–આશ્રમ બાંધીને પરિગ્રહની જંજાળ ઊભી નથી કરતા, એક માત્ર કાષ્ઠપાત્ર–રજોહરણ અને થોડા વસ્રો સિવાય એમની પાસે બીજી કોઈ સાધન-સામગ્રી નથી હોતી એવી મતલબના કેટલાક ખુલાસા થઈ ગયા બીજી પણ કેટલીક ચર્ચા થઈ

બપોર પછી આરંભાયેલા આ સંભાષણને સમાપ્ત કરવાની કોઈને ઉતાવળ નહોતી રાજમહેલના પાયા પાસે થઈને વહેતી ગંગા–નદી, પશ્ચિમમાંથી આવતી વાયુની લહેરો સાથે થોડા શીતળ અણુ પ્રેરતી તાપની ઋતુ હોવા છતા મહેલમા મુદ્દલ ઉકળાટ નહોતો સાંઝના છ–સાત સુ'ધી આ જ્ઞાનગોષ્ઠી ચાલશે એમ પંડિત વિગેરેએ માનેલું.

પણ સૂર્યને નમતો જોઈને સૂરિજીએ ઉઠવાની તૈયારી કરી. અમારે હજી લાંબો રસ્તો કાપવાનો હતો અને બની શકે તો સૂર્યાસ્ત પહેલાં પાઠશાળા ભેગા થઈ જવાનું હતું.

અમે કંઈક વધારેપડતી ઉતાવળ કરીએ છીએ એમ કોઈકને લાગ્યું. પણ તે જ વખતે બીજા ભાઈએ ખુલાસો કર્યો: "હમણા ચર્ચા થઈ ગઈ તે ભૂલી ગયા! જૈન મુનિએ સૂર્યાસ્ત પહેલાં આહાર-પાણી પતાવી નાખવા જોઈએ અને હજી તો એમને પગે ચાલીને લાંબો ગાળો કાપવાનો છે. એમનાથી કંઈ વહાણમાં બેસીને આપણી જેમ, સામા કાંઠે ન ઉતરાય."

સૌના પૂરા ભક્તિ અને સંતોષ વચ્ચે સૂરિજી ત્યાંથી વિદાય થયા. કાશી-નરેશ થોડે લગી એમની સાથે ચાલ્યા.

છૂટા પડતી વખતે કાશીના મહારાજાએ કહ્યું: "કંઈ કામકાજ હોય તો જરૂર કહેજો."

"કામકાજ તો શું હોય? પણ એક વખત પાઠ-શાળામાં પધારો એમ તો જરૂર ઈચ્છું." સૂરિજીએ નાની સરખી દરખાસ્ત મૂકી.

"મને આવવામાં વાંધો નથી. આપને અનુકૂળતા હોય ત્યારે બોલાવી શકો છો." કાશીનરેશે ટૂંકામાં જવાબ તો વાળ્યો, પણ ઊંડે ઊંડે અંતરમાં કયાંઈક સંકોચ હોવો જોઈએ. બ્રાહ્મણ-સમુદાયના એક અગ્રેસર-રાજવી જૈનોની પાઠશાળામાં જાય એ કદાચ પંડિતોને નહિ રુચે

એવી એમને કલ્પના આવી હશે પરંતુ એ જ વખતે, એવા કોઇ વિરોધને પોતે જીતી લેશે એવી શ્રદ્ધા પણ રાખી હશે અમારા અધ્યાપક ઓઝાજી તો ખાત્રીપૂર્વક કહેતા કે કાશી–નરેશ જરૂર આવવાના એમને સૂરિજી પ્રત્યે અને પાઠશાળા પ્રત્યે એટલો ચાહ છે કે સારે અવસરે આમંત્રીએ તો આવ્યા વિના ન જ રહે પણ સૂરિજીને જ્યારે 'શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય'ની પદવી આપવાનું નક્કી થયું અને તે નિમિત્તે એક મેળાવડો યોજી કાશી–નરેશને બોલાવવાની બધી તૈયારીઓ થઇ ગઈ ત્યારે જૂના વિચારના પંડિતો કાશીના મહારાજા પાસે જઇને કેટલું કરગર્યા અને છેવટે કેવો તોડ કાઢવો પડ્યો તે પદવીપ્રદાનવાળા પ્રકરણમાં કહેવાશે

## (૧૧)

# આફતની વાદળી

પૃથ્વીના બન્ને ગોળાર્ધમાં એકી સાથે સૂર્યનો પ્રકાશ નથી પહોંચતો. એક તરફ અજવાળું હોય તો બીજી તરફ અંધારૂં હોય. અમારી પાઠશાળા વિષે પણ લગભગ એવું જ બન્યું. કાશી–કલકત્તા–નદીયા વિગેરે સ્થળે ‘ યશોવિજય જૈન પાઠશાળા ’નાં પ્રતાપ–કિરણ પ્રકટતાં હતાં, તે જ વખતે બીજી બાજુ–ગુજરાત–કાઠિયાવાડમાં અશ્રદ્ધા, અવિશ્વાસ, શંકાના ઓળા ઉતરતા હતા. જૈન સંઘના ભદ્રિકવર્ગના કાન ભંભેરાતા હતા.

“ ત્રણ–ચાર વર્ષ સુધી જૈન મુનિ એક ઠેકાણે–પાઠશાળામાં પડી રહે તો પછી સાધુનો ધર્મ ક્યાં રહ્યો? ” સૂરિજીની સાધનામૂર્તિને ભાંગીને ભુક્કો કરવા માટે આવો એક ઘણપ્રહાર બસ હતો.

“ કહે છે કે પાઠશાળામાં ભણવા–ભણાવવાનું તો બહાનું છે. બાકી ગુજરાતના શ્રીમંત શ્રાવકોની મદદથી

સાધુઓ અને શ્રાવકપુત્રો મોજ ઉડાવે છે ” બીન-જવાબદાર લોકજીભેથી એવા કટુવેણ સરકી પડતા

પાઠશાળાના મુખ્ય સહાયક સ્વ શ્રી વીરચદ દીપચદે તો મુબઇથી, એક વાર સૂરિજીને એટલે સુધી લખેલુ કે —

“ લોકો જુદી જુદી જાતની વાતો કરે છે કેટલાક તો મને રૂબરૂમા આવીને કહ્યુ કે કાશીની પાઠશાળામા બધા મોજથી ખાય–પીવે છે અને લહેર કરે છે મે એમને જવાબ આપ્યો છે કે ‘ એની તમારે કોઇએ ચિતા કરવાની નથી ’ મારી ફરજ તો આપને બની શકે એટલી મદદ કરવાની છે હુ માનુ છુ કે મુનિ કે શ્રાવક ભલે મફતનુ ખાઇને પડી રહેતા હોય તો પણ એક નવકાર ગણીને ખાતા હશે તો મારો પૈસો લેખે લાગે છે આપે કોઇ પ્રકારે નિરાશ થવાનુ નથી જેવી અને જેટલી મદદ જોઇએ તેટલી મગાવશો ”

હજારો રૂપીયાની મદદ કરનાર, અને મદદ કરવા છતા જાણે એવી સહાય સ્વીકારવામા સૂરિજી પોતાની ઉપર ભારે અહેશાન કરતા હોય એમ માનનાર શ્રીમત ગૃહસ્થ પોતે જ્યારે આટલી હિમ્મત આપે ત્યારે સચાલકના થાકતા હાથ–પગમા બમણુ બળ આવે સૂરિજીને આ પ્રકારની સહાય અને આશ્વાસનમાથી ઘણુ બળ મળી જતુ

એક તો ગુજરાત–કાઠિયાવાડમાં અફવાઓનું બજાર ગરમાગરમ બન્યું હતું અને બીજી તરફ માનદ મંત્રીઓ કંઇક વધુ સખત બનવા લાગતા હતા. બરાબર એવે પ્રસંગે, અજાણતાં એક નાની શી આફતની વાદળી ઊતરી પડી.

યશોવિજય પાઠશાળા સાથે જેમ એક નાનું પુસ્તકાલય હતું તેમ ગ્રંથ–પ્રકાશનખાતું પણ ચાલતું. છાપખાનામાં મારે કોઈ કોઇ વાર શ્રી વિજયેંદ્રસૂરિ સાથે જવું પડતું. એમની રજાથી એક દિવસે પાઠશાળાની ઑફિસમાંથી, છાપવાના કાગળના રીમમાંથી એક કાગળ લીધો. માનનીય મંત્રી ત્યાં જ બેઠા હતા. એમણે પૂછ્યું " કાગળ કેમ લીધો ?"

મેં કહ્યું: "કાગળનું કામ પડ્યું છે એટલે લીધો."

મંત્રીઃ " મને પૂછવું જોઇએ ને ? "

મેં કહ્યું: "છાપખાનાના કામમાં કોઇ માથું નથી મારતું. જ્યારે જરૂર પડે ત્યારે જેટલા કાગળ જોઇએ તેટલા લઇ જઇએ."

મંત્રીના મોં ઉપર ગુસ્સાના વળ ચડ્યા. છતાં શાંતિથી મને કહી દીધું કે "તમારે ચોવીસ કલાકની અંદર આ પાઠશાળા ખાલી કરીને ચાલ્યા જવું. હું અહીં બેઠો છું, છતાં તમે મને પૂછતા નથી તો મુનિન કે મેનેજરને તમે દાદ પણ શાના દો ?"

કાશીથી નીકળીને દેશમા પહોચવા સુધીનુ ભાડુ આપ્યુ તે પણ મત્રીજીની આજ્ઞાથી મુનીમે ચૂકવી દીધુ.

હુ સીધો સૂરિજી પાસે ગયો અને મને ચોવીસ કલાકની અદર નીકળી જવાનો હુકમ થયો છે એવા સમાચાર સભળાવ્યા સૂરિજી આ નાની વાદળી પાછળ કેટલા ઘેરા ગર્જન છુપાયા છે તે કળી ગયા મને એમણે કહ્યુ "હમણા તુ સિહપુરીની ધર્મશાળામા જઇને રહેજે" સિહપુરીમા જૈન મદિર અને ધર્મશાળા છે અને આજે તો ત્યા બૌદ્ધસઘનો ભવ્ય વિહાર પણ ખડો થઇ ગયો છે

હુ પાઠશાળામાથી બહાર નીકળુ તે પહેલા પ. સુખલાલ, પ હરગોવિદદાસ, પ બેચરદાસ વિગેરે તમામ વિદ્યાર્થીઓએ, રાજીખુશીથી પાઠશાળા છોડી જવાનુ કહેણુ મત્રીજીની સેવામાં રજૂ કરી દીધુ

મુખ્ય વિદ્યાર્થીઓ અને મત્રી વચ્ચે થોડી ચર્ચા થઇ, પણ કોઇના મનનુ સમાધાન ન થયુ મત્રી જરા સખ્તાઈ દાખવી દાબ બેસાડવા માગતા હતા એ દેખીતી વાત હતી, પણ એમણે જે માર્ગ અખત્યાર કર્યો તે ગીહલાનો રસ્તો હતો

મામલો પહોચ્યો સૂરિજી પાસે એમણે મત્રીને સમજાવ્યા. "આવું ભારે પગલુ ભરતા પહેલા તમે મને પૂછ્યુ હોત તો આટલી નકામી ધાધલ ન થાત.

તમે તમારો હુકમ પાછો ખેંચી લો. એટલે હું સૌને સમજાવી દઈશ.”

મંત્રીજીએ હુકમ રદ્દ કર્યો. વાદળી વીખરાતી હોય એમ લાગ્યું. પણ એનો અર્થ તો આંધળો યે વાંચી શકે એટલો સ્પષ્ટ હતો. ગુજરાતમાંથી તાજા આવતા મંત્રીજીના દિલમાં જો પાઠશાળાના છાત્રો વિષે આટલો અભાવ અને અવિશ્વાસ હોય તો ગુજરાતની શ્રદ્ધાળુ-ઓની નાની દુનિયામાં તો કોણ જાણે કેટલા ય સાપોલીયા ઉભરાઇ નીકળ્યા હશે. પાઠશાળા સંબંધી નાનામાં નાની ઘટના વિકૃત અને ભયંકર સ્વરૂપ ધરી ગુજરાતમાં ફેલાઈ જતી. આવી સ્થિતિમાં પાઠશાળામાં ક્યાં સુધી પડી રહેવું એ પ્રશ્ન સૂરિજીની ઊંઘ અને આહારને પણ ભરખી જવા લાગ્યો..

તે પહેલાં ત્રણ સાધુઓ પાઠશાળામાંથી ચૂપચાપ નીકળી મેસાણા તરફ રેલમાં બેસીને ચાલ્યા ગએલા અને ગુજરાતના જૈન સમાજ ઉપર એની ઉલ્કાપાત જેવી અસર થએલી.

પાઠશાળાનો ત્યાગ કરીને ચાલ્યા જવું એ જ રાજરસ્તો છે એમ સૂરિજીને લાગતું. પાઠશાળાના મકાનનો એમને કંઇ મોહ નહોતો અને અહીં બનાર-સમાં એવો મોટો ભક્તવર્ગ કે અનુયાયીઓનો સમાજ પણ નહોતો કે જેને મૂકીને આગળ જતાં, પાછું વાળીને જોવાનું મન થય. ભવિષ્યના ભારે લાભની આશાએ,

તેઓ આ પાઠશાળાને વળગી રહ્યા હતા. વિદ્યાર્થીઓના અભ્યાસ અને શાસનપ્રભાવની પગભર થએલી થોડી પ્રવૃત્તિઓની ચિંતા એ જ વસ્તુત એમના દિલને વલોવી નાખતી વાતવાતમા તેઓ કોઈવાર કહેતા' "ઘર આગણે વિષવૃક્ષ રોપ્યુ હોય તો પણ માણસનુ મન તે કાપી નાખવા તૈયાર નથી થતુ, તો આ તો કલ્પવૃક્ષ છે. એ કરમાઈ જાય કે કપાઈ જાય તે મારાથી કેમ સહન થાય ?"

છતા નિર્ણય કરવાની જ્યારે ખરેખરી પળો આવી ત્યારે એમણે જે હિમ્મતથી ઘરબારનો અને કાશીમા આવતા પહેલા ગુજરાતના સરળ જીવનનો ત્યાગ કર્યો હતો તેવી જ દૃઢતાથી પાઠશાળાનો ત્યાગ કરી, મગધ-બગાળ તરફ વિહરવાનો નિર્ણય કરી વાળ્યો ત્રણ ચાર વરસની પગબધણી પછી એક-બે વર્ષ ફરી આવવામા હરકત નથી અને એક-બે વર્ષના ગાળામા ટીકાકારોને પાઠશાળાની સ્થિતિ સુધારવાની સારી તક મળતી હોય તો તે પણ એક ઇષ્ટાપત્તિ જ છે એમ એમણે માન્યુ

પાઠશાળા જો છોડવી જ હતી તો તેમણે ગુજરાત મેવાડ તરફ જવાને બદલે બગાલ તરફ વિહાર કરવાનુ કેમ પસદ કર્યુ ? સૂરિજીના સ્વભાવમા જે સાહસ અને તાજગી ભર્યા હતા તેની અહીં જ કઈક ઝાખી થાય છે સામાન્ય માનવી, જીવનભરમા જાણ્યે અજાણ્યે એકાદુ સાહસ કરી વાળે છે અને તે એના જીવ-

નની એક મહામૂડી બની જાય છે. ઉત્સાહમાં ને ઉત્સાહમાં સૂરિજીએ કદાચ ગુજરાતની સીમા પાર કરી વાળી હોય અને કોઇ અદૃશ્ય બળથી ધકેલાઇને કાશીના બારણાં ખખડાવ્યાં હોય તો હવે કુદરતી રીતે જ એમને થાક લાગવો જોઇએ. અને સાચે જ એમને થાક લાગ્યો હતો. ઘણી વાર એમના મુખમાંથી, શત્રુંજયની તળેટીમાં જઇને શાંતિથી બેસી જવાના અને આત્મહિત સાધવાના અભિલાષ–ઉદ્‌ગાર નીકળી જતા. જ્યાં બહારની ઉપાધિ ન હોય, ખટપટ ન હોય, આક્ષેપ કે નિંદાનો અક્ષર સરખો પણ ન સંભળાય એવી શાંતિ, એકલતા, તેઓ વાંછતા હતા. ગુજરાત–કાઠિયાવાડમાં એ કામના કદાચ ફળત. છતાં જ્યારે ગુજરાત અને બંગાળ–બિહાર વચ્ચે નિર્ણય કરવાની પળો આવી ત્યારે ત્રાજવું બંગાળ તરફ નમી પડ્યું.

કારણ? બંગાળના વિહારમાં દુઃખ ને કષ્ટ હતાં, પણ સાથે શક્તિની સાર્થકતા પણ હતી. પરિશ્રમ ને દુઃખસહન હતાં પણ પુરાણી વિભૂતિઓનાં અવશેષો પણ મગધ અને બંગાળમાં જ હતાં. અહિંસા અને જીવન-સંસ્કૃતિનું પ્રચારક્ષેત્ર પણ આ જ હતું. બિહાર ને બંગાળ-માં એક દિવસે શ્રમણસંસ્કૃતિનો વિજયધ્વજ ફરકતો હતો. સૂરિજીએ એક વાર પ્રસંગોપાત કહેલું કે "મુનિજીવનના ઘણાખરા આચારવ્યવહારમાં બંગાળ–બિહારના ભૌગોલિક વાતાવરણની છાપ દેખાય છે." વિનોદની દૃષ્ટિએ

પણુ તેઓ મુનિના વેષ અને બંગાળીના વેષની સરખામણી કરતા આઘેથી આવતા બન્નેને જુઓ તો કયો જૈન મુનિ અને કયો બંગાળી બાબૂ તે ન સમજાય, બન્નેના માથા ઉઘાડા—બન્નેના અંગ ઉપર એક સરખુ ઉત્તરીય હોય બંગાળમા ભેજ વધારે છે. મોટી—મભર નદીઓ બંગાળમા જ છે અને એને લીધે જેમ વનસ્પતિ વધારે ઊગે છે તેમ નાની—મોટી જીવોત્પત્તિ પણ રહ્યા કરે છે આ બધી પરીસ્થિતિને અંગે જ જૈન મુનિના પડિલેહણુ વિગેરેને મહત્ત્વના ગણ્યા હશે રસ્તે જતા—બંગાળના ગામડાઓમાથી પસાર થતા સૂરીજી સાથે આવી ઘણી ચર્ચાઓ થતી

જ્યા પ્રભુની પગરેણુ પડી હોય ત્યાની ભૂમિને ભેટવાની, તીર્થોના દર્શન કરવાની કોઈ પણ ભક્તના દિલમા ધગશમા હોય સૂરિજીને પૂર્વ દેશના તીર્થોના દર્શનની ઇચ્છા હતી પરતુ એથી યે વિશેષ તો અહિંસા અને સયમનો સદેશ બંગાળમા પ્રચારવાનો એમને ઉલ્લાસ હતો બંગાળ તરફના સસ્કારી ગણાતા બ્રાહ્મણો અને કાયસ્થો પણ મત્સ્ય અને માસના આહારથી મુક્ત નથી રહી શક્યા કેટલાકો એને માટે દેશકાળને જવાબદાર ઠગવે છે પણ જો જૈન અને બૌદ્ધધર્મ કોઈ જમાનામા આ દેશમા ફાલ્યા—ફુલ્યા હોય, ઉન્નતિની ટોચે પહોચ્યા હોય તો ત્યાના જળ વાયુ ઉપર નાખવામા આવતી આ મામાહારની જવાબદારી

ટકી શકે નહિ. છેલ્લે છેલ્લે શક્તિના ઉપાસકોએ દેવીપૂજા અને તંત્રોને નામે જે હિંસાની આગ ફેલાવી તેને લીધે બંગાળની સંસ્કારશીલ રહેણી-કરણી ઉપર એકંદરે ઘણી માઠી અસર થઇ. મત્સ્ય અને માંસાહાર પ્રત્યેની સ્વાભાવિક સૂગ ઉડી ગઈ—બંગાળના રોજના જીવનમાં હિંસા અનિવાર્ય છે એમ મનાયું. અમારી પાઠશાળાના સંસ્કૃત-સાહિત્યના અધ્યાપક ઓઝાજીએ જ એકવાર વિદ્યાર્થીઓને પાદપૂર્ત્તિ અર્થે આવી એક પંક્તિ આપેલી:

वंगीया यदि मानवाः हर! हर! प्रेताः तदा किदृशा-

—રોજ મહાકાળી દેવી પાસે હજારો બકરાનો, પાડાનો વધ કરનાર, નદીમાં સ્વચ્છંદે ખેલતી મચ્છીઓનો અહાર કરનાર બંગાળીઓ જો માણસ કહેવાતા હોય તો પછી રાક્ષસ કેવા હશે? વસ્તુતઃ એમના માંસાહાર તરફ જ આ કટાક્ષ હતો. આવી ભૂમિમાં થોડા દિવસ વિહરવાથી જીવદયાનો પ્રચાર થઇ શકશે અને એ રીતે પોતે જિન-શાસનની થોડીઘણી સેવા કરી શકશે એવી મુરાદ શ્રી સૂરિજીએ રાખેલી. એટલે જ બંગાળ-બિહાર તરફ એમની પસંદગી ઢળી.

સારું મુહૂર્ત્ત જોઇને સૂરિ મહારાજે અને તેમની સાથે પચીશ જેટલા વિદ્યાર્થીઓ અને દસેક સાધુઓએ બંગાળ તરફ વિહાર કર્યો.

( ૧૨ )

## મગધ ને બંગાળમાં વિહાર

મોગલાઈના જમાનામા બધાએલા અને આજે ગ્રાંટ ટ્રંક રોડના નામે ઓળખાતા રસ્તે અમે કાશીથી કલકત્તે જવા કૂચ આદરી જે વખતે રેલ નહોતી, મોટરોની શોધની કલ્પના પણ નહોતી, હાથી–ઘોડા બળદ ને પાલખી સિવાય બીજા વાહનો નહોતા તે વખતે દીલ્હીશ્વરથી માડી નાનામા નાના વેઠીયાને માટે આ જ એક ધોરી રસ્તો હતો આ રસ્તા ઉપર થઈને કોણ જાણે કેટલા ય દેશી તેમજ વિદેશી સૈન્યો, આંધી કે ઝઝાવાતની જેમ દૂરદૂરના ગામોમા પહોચી વળ્યા હશે અને ભૂખ્યા વરૂ કે તીડના ટોળા જેવા કેટલાય ધાડા નિર્દોષ શહેરીઓ અને વટેમાર્ગુઓને ચૂસીને ચાલ્યા ગયા હશે આ જ માર્ગે ઉદાર, ખાનદાન અમીર ઉમરાવો, દાનેશ્વરીઓ અને સન્યાસીઓ કે પરિવ્રાજકોના સઘ પણ કોઈ એક ઝાડની છાયા નીચે, કે કોઈ એક કૂવાને કાંઠે બે ઘડી આરામ લેવા બેઠા હશે.

સૂર્યનો પ્રકાશ પણ ન પહોંચે એવા અંતઃપુરમાં વસનારી અને દળણું દળીને પેટ ભરનારી કેટલીયે માતાઓ–ભગિનીઓ, કોઇ પોતાના પુત્રને ઝંખતી, પતિની શોધમાં ભટકતી કે પિતા–માતાને ભેટવા જતી આ રસ્તે થઇને પાલખીમાં બેસીને કે પગે ચાલીને નીકળી હશે. રોજની એવી કેટલીયે ઘટમાળનો અને ઐતિહાસિક ક્રાંતિઓનો, અકસ્માતોનો, રાજપલટાનો એ મૂંગો સાક્ષી આજે જો કે લગભગ સૂનો જેવો બન્યો છે. પણ એક દિવસે એ જીવંત અને પ્રાણવાન હતો. એના શુષ્ક પાષાણ હૈયામાં પણ ચેતના ધબકતી હશે. અંગ્રેજ અમલમાં અસ્તિત્વમાં આવેલા રેલરસ્તાને કે રાજમાર્ગને જ્યાં એ ભેટતો હશે ત્યાં પોતાનાં ઐતિહાસિક સુખ–દુઃખ વર્ણવતો આખરે કહેતો હશેઃ "અમારો પણ એક જમનો હતો."

રસ્તાની આત્મકથા તો જે હોય તે ભલે રહી. અમે જ્યારે અમારી એ યાત્રાનું આજે પણ સ્મરણ કરીએ છીએ ત્યારે જીવનના તળીયે કંઇ કંઇ ચિત્ર–વિચિત્ર અનુભવો અને સંવેદનોના વીખરાયેલા મોતી દેખાય છે. અમારી કૂચ, વિદ્યાર્થી–જીવનની એક મોટી તાલીમરૂપ બની ગએલી. રોજ સવાર થાય ને બેલગાડીવાળો ટહુકો કરેઃ કે "ચલો ભૈયા ભોર ભઈ!" એટલે રાતનો બાકી રહી ગએલો સામાન ગાડીમાં ભરી, પહેરેલે કપડે, એકાદી શાલ ઓઢીને ચાલી નીકળવું. ક્યારે, કયે ગામ

પહોચશુ તે નક્કી નહિ રસ્તે જતા જતા જ છેલ્લા ઠરાવ ઘડાઈ જાય ચાર–પાચ ગાઉ તો, આખો મીચીને ચાલી જ નાખવાનુ, પછી જ્યા અમારા ભાઈઓને ભાળીએ ત્યા ઊભા રહેવુ અને એ કહે કે હજી આગળ જાઓ, તો મુગે મોઢે આગળ ચાલવુ, આ અમારો રોજનો સામાન્ય કાર્યક્રમ

નહિ કોઈ ભોમીઓ, નહિ કોઈ ચોકીદાર, નહિ કોઈ નોકર–ચાકર બપોર થાય એટલે જળાશયને કાંઠે, કા પડાવમા કે ગામને પાદરે સૌ વિદ્યાર્થીઓએ સપીને રાધી કરીને, આવશ્યક વસ્તુઓ ગામના બજારમાથી લઈ આવીને, ભોજનવિધિ આટોપીને, તે દિવસનો ભાર હલકો કરી વાળવો અને બીજા દિવસની કૂચ માટે તૈયાર થવુ એ અમારી રોજની શિસ્ત

મોગલયુગના આ માર્ગના હૈયામા ઘણી ઘણી રોમાચક વાતો ભરી હશે એની બધી વાતો સાભળવા ને સમજવા જેટલી અમારામા શક્તિ નહોતી પણ "પડાવ" સબધી એની વાત અમે ટૂકામા પણ સમજીને યાદ રાખી લીધી હતી એણે પોતાની વાણીમા કહેલુ 'આ રસ્તે તમારે ગામડાના પાદર કે સીમાડા શોધવાની જરૂર નથી મોગલ–બાદશાહોએ પોતે જ ચાર–પાચ ગાઉને અતરે રળીયામણા વૃક્ષો રોપી ઠેકઠેકાણે પડાવ રચ્યા છે, ત્યા જ રાતનો આરામ લેજો પડાવમાં એકાદો કૂવો પણ હશે પહેલા અહીં કૂવાના કાઠે સોના–રૂપાના બે

પ્યાલા રહેતા. મુસલમાનો હોય તે સોનાનો પ્યાલો વાપરે અને હિંદુ હોય તે રૂપાના પ્યાલાથી પાણી પીવે. ગમે તે પથિક આ પડાવનો ઉપયોગ કરી શકે છે." આ પડાવ ઉપર પણ કાળનો ક્રૂર પંજો ફરી ગયો હતો.

પડાવમાં કે પાદરમાં અમે જ્યાં ઉતરતા ત્યાં કુતૂહળને લીધે ગામના લોકો આવતા અને સૂરિજી સાથે અથવા તો બીજા સાધુઓ સાથે વાર્તાલાપ કરતા. "કોણ છો ? કયાંથી આવો છો ને કયાં જાઓ છો ?" એ પ્રશ્નથી જ હંમેશની બેઠક શરૂ થાય અને અહિંસાધર્મના ઉપદેશ સાથે એની સમાપ્તિ થાય.

મોટે ભાગે ગામડાના ભોળા અને નિરક્ષર માણસોનો જ આ રસ્તે સંપર્ક થતો. એમના ચહેરા ઉપર દીનતા અને દરિદ્રતાની છાપ ઊકેલવાને માનસશાસ્ત્રના કે એવા બીજા કોઈ શાસ્ત્રના અભ્યાસની જરૂર નહોતી. સૂરિજી અને અમારી સાથેના વિદ્યાર્થીસમૂહના સંબંધમાં એમને કોણ જાણે કેટલીએ પ્રકારની કલ્પનાઓ સ્ફુરતી હશે. એ બિચારા બોલી શકતા નહિ. પણ એમની આશ્ચર્ય, ક્ષોભ અને કુતુહળથી છલકાતી દૃષ્ટિમાં કંઈ છુપાવી શકતા પણ નહિ.

માર્ગની ધૂળથી ખરડાયેલા અમારા વેષ અને વસ્ત્ર જોઈને, થાક અને ટાઢથી કાળાધબ બની ગએલા અમારા દેદાર નીહાળીને રખેને અમે ઠગ કે લૂંટારા હોઈએ એવી એમને ભીતિ લાગતી. જમીનદારો, માથાભારે

કુલીનો અને અધિકારીઓથી અનેક વાર હેરાનગતિ પામેલા આ ગામવાસીઓ એકદમ અમારામા વિશ્વાસ શી રીતે મૂકે ? સૂરિજીના દર્શને એમની કેટલીક ભ્રાતિઓ ભાગતી એમને એમ થતુ કે જે ટોળીની સાથે આવો પ્રભાવી અને તેજસ્વી છતા શાતિ અને કરુણાની પ્રતિમા જેવો પુરુષ હોય તે ઠગ કે ડાકુ તો ન જ હોય

બગાળમા એ વખતે ઠેકઠેકાણે ધાડા પડતા અને રાજપ્રકરણી આદોલનો પણ પૂર જોશથી ગતિમાન થએલા એટલે ગામડાના માણસો અમ જેવાઓના પરિચય કે સમાગમથી પણ ડરતા રહે એ સ્વાભાવિક હતુ અમારી ટોળીના ખાનપાન અને રીતરિવાજ જોઇને એ લોકો ક્વચિત્ આશ્ચર્ય પામતા જેમણે ભાત અને મચ્છી સિવાય બીજા સારા આહારની ગધ પણ ભાગ્યે જ લીધી હશે તેઓ અમારી પૂરી–શાક–ભાત જોઇને અજાઇ જતા માંસ–મચ્છીનો અમને પૂરો તિરસ્કાર છે અને એ ઘૃણિત આહાર સામે અમારી સખત જુએસ છે એવુ બધુ જોઇને એમનો જીવ કઇક હેઠે બેસતો એમને એમ લાગતુ કે ગમે તેમ પણ આ લોકો ગૃહસ્થો અથવા તો ભદ્ર સમાજના હોવા જોઇએ

પણ જો એમ જ હોય તો પછી તેઓ રેલ–રસ્તો મૂકીને આમ પગપાળા કા જતા હશે ? રેલખર્ચના પૈસા ન હોય એમ ન બને, તો પછી આમ રઝળુની

જેમ અથડાતા–ટીચાતા છેક ગરીબોની જેમ આ રસ્તેથી કેમ નીકળ્યા હશે ?

સૂરિજી ઠેકઠેકાણે એવા પ્રશ્નોનું સમાધાન કરતા. સાધુના ધર્મ સમજાવતા અને જીવનમાં જીવહિંસાથી બની શકે એટલા આઘે રહેવા આગ્રહ કરતા. એક–બે દિવસના સામાન્ય ઉપદેશનો હેતુ કેટલે અંશે સધાતો હશે એ તો કોણ જાણે પણ એ લોકો જ્યારે સૂરિજી પાસેથી ઘેર પાછા વળતા ત્યારે એક પરમ સંતના દર્શન બદલ ઉપજેલા સંતોષ અને સૌભાગ્યનો ઉજાશ એમના મુખ ઉપર તરી આવતો.

સૂરિજીના સંગાથને લીધે લોકો અમને સારા માણસ માનતા, પણ અજાણ્યે અમારા હાથથી એવા અત્યાચાર થતા કે અમને ચોર–ડાકુ કરતાં પણ વધુ ભયંકર ગણે તો આજે એનો બચાવ ન કરી શકીએ. એ વખતે અમે જેને પરાક્રમ માનતા તેમાં આજે ચોખ્ખી ભીરુતા અથવા નિર્દયતા દેખાય છે. રસ્તામાં તાડનાં વન આવતાં. એની ટોચે કાળા રંગનું એક હાંલ્લુ બાંધેલું રહેતું. ઝાડનો રસ ટીપે ટીપે એમાં ટપકતો, પછી એનો રખેવાળ કે માલીક એક મોટા ઠામમાં એ રસ ભેગો કરતો. એનું જ બીજું નામ **તાડી.** તાડી માદક અને વર્જ્ય છે એમ તો અમે જાણતા હતા. અને જે વર્જ્ય હોય તેનો પ્રચાર રોકવો જોઇએ એટલી સમજણ પણ અમારામાં હતી. અમે વિચાર કર્યો કે જ્યારે આ રસ્તે

નીકળ્યા જ છીએ તો આ તાડી પીનારા પામર પ્રાણીઓને એવા પાપમાથી ગમે તે રીતે બચાવીને થોડુ પુણ્ય ઉપાર્જન કરી લેવુ જોઇએ માત્ર એક પત્થર તાકીને મારવાથી એ પવિત્ર ઉદ્દેશ ફળિભૂત થતો હોય તો ભલે પડાવે પહોચતા થોડુ મોડુ થાય, પણ અમારી ગુજરાતની મસ્કૃતિનો એટલો લાભ તો અવશ્ય આપવો અલબત્ત, અમે નિશાનબાજ નહોતા અને દિલમા, રખેને કોઈ જોઇ જાય એવો ભય પણ હતો, એટલે જેટલા નિશાન તાકતા તેટલા બધા હાલ્લા ફૂટતા નહિ, પરતુ બે-પાચ હાલ્લા ફુટતા અને અદરનો રસ ઢોળાઇને જમીન ઉપર ઢળી પડતો ત્યારે અમે ફૂલ નહિ તો ફૂલની પાંખડી જેટલુ પુણ્ય ગાઠે બાધી મૂઠી વાળીને ભાગતા પછી તો એ જાતનુ પુણ્યોપાર્જન એક વિનોદ થઇ પડયો તાકી-તાકીને કાકરા મારવા અને હાલ્લુ ફોડયે જ રહેવુ એવી પ્રતિજ્ઞા કરવાની હદે પહોચ્યા અતિશયતા કુદરતને ગમતી નથી એણે જ અમને પકડાવ્યા પુણ્યમા થોડો મયમ રાખ્યો હોત તો કદાચ આટલા વહેલા ન પકડાઈ જાત

અમારામાના બીજા કેટલાક ભાઈઓને પુણ્યસચયનો બીજો લોભ ગળે વળગ્યો એમણે મરચીમારઓના ટોપલા જબરજસ્તીથી ફગાવી દેવાની હામ બીડી મરચી અને તાડી એ બન્ને અનિષ્ટોમાથી આ દેશના વાસીઓને બચાવી લેવા સારુ અમે જાણે કે

મહાભિનિષ્ક્રમણ કર્યું હોય એમ અમારે બતાવી આપવાનું હતું. અમારો પુણ્યનો ઘડો એક દિવસે ફુટયો. બન્યું એવું કે એક વાર અમારા ભાઈઓએ કેટલીક મચ્છીમાર બાઈઓના મચ્છીઓથી ભરેલા ટોપલા એક ખાડામાં ફેંકી દીધા. બાઈઓ કકળાટ કરતી પોતાને ગામ પહોંચી. "એક મોટું ધાડીયું અહીંથી નીકળ્યું છે અને અમારી મચ્છીઓ પડાવી લે છે" એવી મતલબનો અબળાઓનો પોકાર સાંભળી ગામના પુરુષો હાથમાં લાકડીઓ લઈ અમારી ઉપર હૂમલો કરવા ગામની બહાર નીકળી પડ્યા.

સૂરિજી, બીજા સાધુઓ અને મારા જેવા બે–ચાર વિદ્યાર્થીઓ, જેઓ પાછળ રહી ગયા હતા તેમણે એ ઉશ્કેરાયેલું ટોળું આઘેથી જોઈ લીધું. પૂણ્યના મૂળ ઉપાર્જકો તો આગળ નીકળી ગયા હતા. અમારા ભાગ્યમાં આ આફત લખી હશે એટલે અમારે મૂંગે મોઢે સહન કરવા સિવાય બીજો રસ્તો નહોતો. ટોળા-માંનો આગેવાન અમારી રૂબરૂ આવે અને પોતાની ફરિયાદ અમને સમજાવે તો હજીયે તોડ કાઢી શકાય: પણ એક–બીજાની પૂરી ભાષા ન સમજાતી હોય અને આવેગ ઉભરાતો હોય ત્યાં થોડું ઘણું કાચું કપાયા વિના ન રહે અને એવું કંઈક થવું જ જોઈએ એવો અમને ભય લાગ્યો.

કંઈક તોફાન થયું છે એ વાત ચોક્કસ, અને હવે

આ ટોળુ શું કરવા માગે છે તે જોવા થોભવુ જોઇએ એમ માનીને અમે રસ્તા ઉપરની ઝાડની ઘટામા છૂટા છૂટા બેસી ગયા હાથમા લાકડીઓ લઇને આવતા મરદોના હોકારા ધીમે ધીમે વધુ નજીક આવ્યા સૂરિજીએ કહ્યું: "આમ બેસી રહેવાથી બચાવ નહિ થાય"

અમને એ સૂચના તરત જ ગળે ઉતરી ગઈ આવતાની સાથે જ જો લાકડીઓ લઇને આપણી ઉપર ઉતરી પડ્યા તો માથા ફોડી નાખશે અહી મોમા પાણી મૂકનારું કે પાટો બાધનારુ પણ કોઈ નહિ મળે

સૂરિજીએ સૂચવ્યુ "આપણે દસેક જેટલા સાધુઓ છીએ, એક પછી એક એક સીધી લીંટીમા ગોઠવાઇ જાઓ હુ આગળ ચાલુ છુ સૌ પોતપોતાના ડાડા (લાણા-કાળા દડ) ખભા ઉપર મૂકી દો."

સાધુઓની પાછળ વિદ્યાર્થીઓ પણ કતારમા ગોઠવાઈ ગયા. સૂર્યના સીધા કિરણો, સાધુઓના ચકચકિત કાળા દડ ઉપર પડતા એથી જાણે કે બદુકના કુદા કાધે મૂક્યા હોય એવો દૃશ્યથી જોનારને ભાસ ઉપજતો સૂરિજીની એ યુકિત ફળી ઉશ્કેરાયેલુ ટોળુ ત્યા ને ત્યા જ થભી ગયુ કોઇએ આગળ આવવાની હિમ્મત ન કરી એમણે માન્યુ હશે કે આ ધાડપાડુઓનો જ મોટો દગો જતો હોવો જોઇએ

પણ હજી અમારા પુણ્યનો ઘડો પૂરેપૂરો ભરાયો નહોતો જે ટોળુ ઉશ્કેરાઇને અમારી ઉપર ધસી આવતુ

હતું તેમનામાં એકાદ જણે દોડીને પાસેના એક પોલિસ-સ્ટેશને ખાતમી પહોંચાડી દીધી. અને અધૂરામાં પૂરું બન્યું એવું કે પોલિસ-અમલદાર, એ વિષે વધુ તપાસ ચલાવે તે પહેલાં અમારામાંના એક નાના વિદ્યાર્થીએ પોતાની દેશભક્તિ દર્શાવવા, પોલિસ-થાણા પાસે જ વંદે માતરમ્ લલકાર્યું. એ વખતે વંદે માતરમ્ રાજ-દ્રોહનું પ્રતીક ગણાતું.

ગામ-લોકોની ફરિયાદમાં વજુદ છે એવા નિર્ણય ઉપર આવતાં દારોગાને હવે કોઇ રોકી શકે એમ નહોતું. એણે વિદ્યાર્થીઓની એક પછી એક આવતી ટુકડીઓને અટકમાં લેવા માંડી.

અટક કે પ્રતિબંધ શું એ ભાગ્યે જ કોઈ અમારા-માંથી સમજતું. અમને એમ જ લાગ્યું કે ઉતારો જોઇતો હતો તે મળી ગયો. નવો ઉતારો શોધવાની જરૂર નથી. વિદ્યાર્થીઓએ તો થાણાની છાપરીમાં જ અડ્ડો જમાવી દીધો.

જેમને માથે રસોઇની જવાબદારી હતી તેમણે પોતાના કામનો આરંભ કરી દીધો. બજારમાંથી જે કંઈ લાવવાનું હતું તે પણ લઈ આવ્યા. થોડા ભાઇઓ પોતાનાં પુસ્તકો કાઢી વાંચવા બેઠા. આવી નફીકરાઈ અને નિશ્ચ-યતા જોઈને દારોગાના મનમાં શા શા વિચારો આવ્યા હશે ? કોઇ વિચિત્ર પ્રાણીઓ આ હોવા જોઇએ એમ થયું હશે ?

એટલામાં તો સૂરિજી અને બાકી રહેલી મંડળી પણ આવી પહોંચી ધૂંધવાયેલો દારોગો, ચોર કે, ડાકુઓના સરદારને બદલે તપ અને સંયમના તેજવાળી સંસ્કાર-છબી જોઈને વિચારમાં પડી ગયો એણે સૂરિજીની તપાસ શરૂ કરી ક્યાંથી આવો છો ? કોણ છો ? ક્યાં જવું છે ? વિગેરે

પહેલાં તો અમે, બનારસના કલેક્ટરે અમને આપેલો પરવાનો એની આગળ ધર્યો એમાં અમે કોણ છીએ, કયાં જઈએ છીએ અને રસ્તામાં પોલિસે અમારી સંભાળ લેવી જોઈએ તે વિષે પાંચ–સાત પંક્તિઓ અંગ્રેજીમાં અને ઉર્દૂમાં લખેલી હતી નીચે અદાલતની મહોર હતી

દારોગાને ખાત્રી થઈ કે અમે સારા માણસ છીએ પણ ગામડામાંથી જે ફરિયાદ આવી હતી તેનું શું ? સૂરિજી આવ્યા પછી હવે અમને ચિંતા નહોતી એમની વચ્ચે વાતો ચાલતી જ રહી અમે સૌ ખાનપાનમાંથી પરવારી, બીજા દિવસની વહેલી કૂચ માટે તૈયારી કરવા મંડી ગયા તે દિવસે પોલિસ–થાણામાં ઉતરેલા હોવાથી અમારા વિદ્યાર્થીઓમાંથી કોઈને ચોકી કરવા જાગતા રહેવાની જરૂર નહોતી ઘણાખરા વિદ્યાર્થીઓ અને મુનિઓ આવશ્યક ક્રિયાકાંડ કરી જ્યારે સૂવાની તૈયારી કરતા હતા ત્યારે પણ સૂરિજી અને દારોગા અને એમની સાથે ગામના બીજા ગૃહસ્થો વાતો કરતા બેઠા હતા

સવારમાં વહેલા ઊઠ્યા એટલે સમાચાર મળ્યા: “આજે વિહાર બંધ છે” દારોગાએ અમને અટકમાં લીધા હતા અને હજી પણ અટકમાં રાખવા માગે છે એટલા સારૂ નહિં પણ રાત્રિભરની ચર્ચાએ-સૂરિજીના ઉપદેશે એના મન ઉપર એવી અસર ઉપજાવી હતી કે “વિદ્યાર્થીઓ એક ટંક પણ મારે ત્યાં ભોજન કર્યા વિના જાય તો મેં આવી સરસ તક વ્યર્થ જવા દીધી એનો પરિતાપ જીવનભર રહી જાય.” એવા આશયથી એમણે અમારા સંઘનું સ્વાગત-સન્માન કરવાનો નિશ્ચય કર્યો હતો.

બીજે દિવસે અમે દારોગાના અતિથિ બન્યા. શહેરના ચોકમાં સૂરિજીનું એક વ્યાખ્યાન પણ થયું. ત્રીજે દિવસે જ્યારે અમે રવાના થયા ત્યારે દારોગાએ એક એક વિદ્યાર્થીને હાથમાં નાળિયેર આપી સ્નેહભરી વિદાય આપી. જેણે પહેલે દિવસે અમને તોફાની માન્યા, બીજે દિવસે અતિથિ ગણ્યા અને છેલ્લે દિવસે આત્મીયવત્ સમજીને વિદાય આપી તેમાં સૂરિજીના વ્યક્તિત્વનો કે એમની શાસન પ્રચારની ધગશનો કંઇ ચમત્કાર નહિ હોય? પ્રાચીન યુગમાં આવો કોઈ અકસ્માત્ બન્યો હોત તો એને કેવું સ્વરૂપ મળત?

સૂરિ મહારાજે અમને, કોઇની ઉપર જૂલમ નહિ ગુજારવા, મચ્છીના ટોપલાવાળીને કે તાડીના હાંલ્લાંને નુકશાન નહિ કરવા ઘણુંયે સમજાવ્યા. પણ એ વખતે અમને તો એમ જ થતું કે “સૂરિજી નકામા બીવે છે.

ધર્મ પળાવવો હોય તો થોડી જબરજસ્તી વિના ન જ ચાલે.” પછી તો અમે અમારી મેળે જ મનમા સમાધન કરતા “સાધુનો ધર્મ છે, જુલમ ન કરે, પણ આપણે તો ગૃહસ્થો છીએ આપણાથી તાડી-મચ્છીનો પ્રચાર કેમ સહન થાય ?”

આજે હવે જ્યારે એ લોકોની દીનતાનો વિચાર આવે છે, અને માત્ર પેટ ભરવા માટે એ લોકોની પાસે આવા બે-ત્રણ ધધા જ બાકી રહ્યા છે એમ સમજાય છે ત્યારે આપણુ આજનુ અર્થતત્ર અને રાજતત્ર એને માટે જવાબદાર હોય એમ લાગે છે જુલમ જેમ આવા વિષયોમા ન ચાલે તેમ ઉપદેશ પણ બહુ ફળદાયક ન બને ભૌગોલિક પરિસ્થિતિને દોષ દઈને એક દીર્ઘ નીશ્વાસ નાખવો એ જેમ નકામુ છે તેમ સૌના કર્યા સૌ ભોગવશે એવી નિરાશા બતાવવી એ પણ આત્મપ્રતારણા છે બિહાર અને બગાળ, એક યુગમા બૌદ્ધ તેમજ જૈન શાસનના મુખ્ય મથક હતા જનતા જેમ સુખી હતી તેમ આચાર-વિચારે પણ વિશુદ્ધ હતી મૂળથી જ એ દેશ ગરીબ છે અને ભૌગોલિક પરિસ્થિતિ મત્સ્ય-માંસા-હારને અનુકૂળ છે એમ ન કહેવાય

સૂરિજી પોતાના અહિસા સબધી વ્યાખ્યાનોમા, બગાળીઓના મત્સ્ય-આહાર ઉપર યુક્તિઓનો સખત મારો લઈ જતા તેઓ કહેતા

" તમે બ્રાહ્મણઃ શુદ્ધ બ્રાહ્મણ. અઢારે વર્ણના ગુરુ તમે. શાસ્ત્રોના અધ્યાપક અને નિર્ણાયક પણ તમે. તમારા રસોડામાં મત્સ્યના મડદાં પડયાં ગંધાતાં હોય એ જોઈ તમને સૂગ નથી ચડતી ? મરેલી ઉંદરડી કે બીલાડીને અડીને સ્નાન કરશો-સૂતક પણ કદાચ પાળશો, પણ ન્હાઈ-ધોઇને પવિત્ર બનીને રસોડામાં પ્રવેશો અને માછલીના મુડદાને અડો એટલું જ નહિ પણ પેટમાં પધરાવો એમાં શુચિતા, પવિત્રતા કે સ્વચ્છતા જેવું કયાં રહ્યું ? નદી કે તળાવનાં મળ ખાઈને મત્સ્યો જીવે છે. મળ ખાનારા જીવોને તમે ભક્ષો છો ત્યારે તમે તમારા દેહમાં ખાદ્ય વસ્તુ નહિ પણ ગંદકી જ ઠલવતા હો છો એટલો પણ તમને વિચાર નથી આવતો ? " બિહાર-બંગાળ, જેણે અહિંસા ધર્મના પ્રચારની પ્રથમ આગેવાની લીધી હતી એ જ દેશમાં જઇને કાઠિયાવાડનો એક ધર્મોપદેશક આહારશુદ્ધિ અને અહિંસાનો પાઠ ભણાવે એ પણ વિધિની વિચિત્રતા નહિ તો બીજું શું ?

વિહારના પ્રકરણમાં જરા આડો ઊતરી ગયો. પણ હવે સીધા માર્ગે કેમ આવવું તેની સૂઝ નથી પડતી એટલે આ જ વિહાર-ક્રમમાં એક વાર આડા ઊતરી ગએલા અને તે દિવસે જે હેરાનગતી વેઠેલી તેની વાત કરું.

( ૧૩ )

## નદીયા

શિયાળાની એક સવારે મોસૂઝણુ થયુ એટલે અમે વિહાર કર્યો વચ્ચે બે રસ્તા ફુટતા હતા અને એમાથી જમણા હાથે જ વળવાનુ છે એવી કઇક ચોખવટ થએલી. પણ રસ્તાનો કોઇ ભૂત અમારા માથા ઉપર એવો ચડી બેઠો કે કયારે બે રસ્તા ફુટ્યા અને અમે કયારે આડે માર્ગે ઊતરી પડ્યા એનુ ભાન ન રહ્યુ જેમ જેમ આગળ ચાલીએ તેમ તેમ કેળના અરણ્ય આવવા લાગ્યા એક કદલીવન પસાર કરીએ અને આગા–આબલીનુ, આભને છાઇ દેતુ મહાવન ખડુ થઈ જાય ચાલવાને માટે એક નાની પગદડી સિવાય બીજો માર્ગ નહોતો આ રસ્તે અમારી સીધા–સામાનની ગાડી નહિ આવી શકી હોય, અમારા સાથીઓ પણ આ તરફ નહિ આવ્યા હોય એમ લાગ્યુ. પણ જો હવે પાછા વળીએ તો કયાના કયા અટ-વાઈ જઇએ એમ ધારીને, આગળ માર્ગ કાપવા માડ્યો

બપોર થયા, પણ કોઇ ગામ જ ન આવે. રસ્તે કોઇ

માણસ કે જાનવર પણ સામે ન મળે. પૂછવું યે કોને ?

રસ્તો અજાણ્યો હોય ત્યારે સામેથી આવતા મુસાફરને સ્વાભાવિક રીતે જ પાસેનું ગામ કેટલું આઘે છે તે પૂછવું પડે. આ વિહારમાં અમને સીધા અથવા સમજાય એવા જવાબ ભાગ્યે જ મળતા. ઘણા અમારી ભાષા સમજી શકતા નહિ અને ઘણીવાર અમે એમના જવાબ સમજી શકતા નહિ. આવે વખતે સૂરિજીમાં વિનોદવૃત્તિ ચમકી જતી.

દાખલા તરિકે અમે પૂછીએ: “ यहांसे....गाम कितना कोस ? ”

મુસાફર સીધો જવાબ આપવાને બદલે ઘડીક તો રોઝની જેમ અમારા મોં સામે તાકતો ઊભો રહે. અમારા મોઢાનું અને પગથી માંડી માથા સુધીનું ઘડતર બારીકાઇથી તપાસતો હોય તેમ અમારો તાગ કાઢવા મથે અને પછી ડોકટર દર્દીને પૂછે તેમ બોલે: “ તોમાર બાડી કોથાય ? ”

બાડી એટલે ઘર. એટલે કે તમારૂં ઘર કયાં આવ્યું ? અમારા ઘર–બાર સાથે એને શી નીસબત હશે ? અમને એક તો સીધો જવાબ ન મળે અને ઊલટાનું અમારે ખુલાસો કરવા થોભવું પડે એ અમને અસહ્ય થઈ પડે. કદાચ અમે કહીએ કે અમારું ગામ ખુંટવડા કે સમઢીયાળા છે તો પણ એ થોડો જ સમજવાનો હતો ? હિંદુ-

સ્તાનનો નકશો પાસે હોય અને બતાવીએ તો થોડો ફેર પડે

પણ સૂરિજી તો વગરસ કોચે જવાબ પરખાવી દેતા. "વાડી કયા આવી?" એ સવાલના જવાબમા સૂરિજી કહેતા "આમાર વાડી શુષ્કીભૂતા!" વાડીયુ તો સૂકાઈ ગઈ! મુસાફર 'શુષ્કીભૂતા' નામનુ કોઈ ગામડુ હશે એમ માની, આગળ ચાલ્યો જાય

અમે જે રસ્તે ભૂલા પડ્યા હતા ત્યા તો બાડી પૂછનારૂ કોઇ નહોતુ, તેમ 'શુષ્કીભૂતા' સાભળનારુ પણ નહોતુ અમને તે દિવસે પેલા બબૂચક જેવા—રોઝની જેમ સામે જોઇ રહેનારા મુસાફરોની ગેરહાજરી ખટકવા લાગી માણુસ જેવો માણુસ દેખાય તો વસતીનું થોડુ પણ અનુમાન નીકળે પરતુ અહી જન–માનવ જ ન મળે

લૂટાવાનો ભય મુદ્દલ નહોતો, કારણ કે લૂટાય એવી કોઇ વસ્તુ જ અમારી પાસે નહોતી સૂરિજી જેવા નિર્ગ્રંથ પુરુષ પાસેથી કઇ મળે નહિ એ દેખીતી વાત છે અને અમે પણ ઊઘમાથી ઊઠીને—એક માત્ર પહેરણુ—ધોતીયા ભર, એક સાદી સાલ ઓઢીને ચાલી નીકળેલા, એટલે અમને લૂટવાની કોઇને લાલચ થઇ આવે એવો સભવ નહોતો

બપોર નમ્યા અને સૂર્ય સધ્યાના આકાશમા ઉતરવા લાગ્યો, પણ રસ્તો કેમે કરતા ખૂટે નહિ ક્યાયથી

કૂતરાના ભસવાનો કે વસતીના કોલાહલનો અવાજ પણ સંભળાય નહિ.

સૂરિજી, જેમને નવ–દસ વાગતાં જ પાણી પીવું પડે તેમને દિવસભર પાણી નહોતું મળ્યું. અહીં શ્રાવકના ઘર તો હતા જ નહિ, એટલે ઉકાળેલું પાણી મળે એવી આશા રખાય જ ક્યાંથી ?

સૂરિજીએ મારું પડી ગયેલું મોં જોઇને કહ્યું : "તું શા સારુ હેરાન થાય છે ? તું કંઇ સાધુ નથી."

રસ્તામાં બોરડીનાં જાળાં આવતાં હતાં અને પાકાં–મોટાં બોર મોંમાં પાણી લાવતાં હતાં, પરંતુ સૂરિજી સાથે હોય ત્યારે કાચા–પાકા બોર ને આંબલીના કુંડલાકાર કાતરા સામે જોયું–ન જોયું કરવું પડે. હું સાધુ નથી એમ કહેવામાં એમનો આશય એ જ હતો કે "મારું તો ગમે તે થાય, પણ તું તારું ફોડી લે." સૂરિજી સાથે ન હોત, અમે એકલા વિદ્યાર્થીઓ જ હોત તો બોરડીઓ ક્યારનીય ખંખેરાઈ ગઈ હોત–કોઇની સલાહ સૂચનાની જરૂર જ ન રહેત અને કદાચ કોઈ ચાડી ખાત તો એકાદ આયંબિલ કે ઉપવાસ પણ કરવો પડત.

અત્યારની સ્થિતિ જૂદા પ્રકારની હતી. બે–ચાર બોર કે કાતરા લેવા જતા રસ્તામાં રાત પડી જાય અને અંધારામાં રસ્તો સૂઝતો બંધ થાય તો મૂંઝવણનો પાર ન રહે. પાસેના ગામમાં પહોંચી જવા માટે તે દિવસે બોર ને કાતરાં પણ જતાં કર્યાં.

એ આત્મભોગ તરત જ ઊગી નીકળ્યો. થોડે આઘે જતા, મંદિરો ઉપર ઊડતી ધજાનો, ઊંચી અગાશીઓનાં અને છાપરા ઉપરના નળીયાના દર્શન થયા. હવે ખોળીયામાં જીવ આવ્યો. ખોવાયેલી વસ્તુ અચાનક મળી આવી હોય એવો આનંદ થયો.

પણ વસતીમાં ગયા પછી શું કરવું એ વિચાર તો બહુ પાછળથી આવ્યો. ત્યાં અમારો સત્કાર કરવા કોઈ નવરું નહોતું, અમને આશ્રય કે આહાર મળશે કે નહિ તેની પણ શંકા હતી. પાસે રાતી પાઈ પણ નહોતી કે મૂઠી ચણા ખાઈને રાત કાઢી નાખીએ. માત્ર જંગલમાં ભૂલા પડયા હતા અને હવે વસતીમાં પ્રવેશવાનું મળશે એટલો જ આનંદ અત્યારે બસ હતો.

ગામમાં જવાની અમારે ઉતાવળ હતી, પણ વાર્તાના પુસ્તકે વચ્ચે લાંબી પ્રસ્તાવના આવીને ઊભી રહે તો જેટલો કંટાળો આવે તેટલો ગામ અને અમારી વચ્ચે એક જળભરપૂર નદીને વહેતી જોઈ અમને કંટાળો છૂટયો. આ નદી પાર કરીને પેલે કાંઠે કેમ જવું?

એક હોડી હતી અને ઉતારૂઓ એમાં બેસતા હતા. અમારે એમાં બેસવું હતું પણ હોડીવાળો કંઈ એવો પરમાર્થી થોડો જ હોય કે કાઠિયાવાડના બે માણસોને મફતમાં બેસારીને સામે કાંઠે આવેલા નદીયા ગામમાં લઈ જાય?

સૂરિજીએ કહ્યું "ચાલ, હોડીમાં બેસી જા."

મેં જવાબ આપ્યો: "પણ ભાડાના પૈસા આપવા જોઈએ તે મારી પાસે નથી."

સૂરિજી કહે: "તું તારે છાનોમાનો બેસી જાને! મારી પાસે પૈસા છે, હું આપી દઈશ."

સૂરિજી પૈસાને અડે પણ નહિ એ હું જાણતો હતો, છતાં જ્યારે એમણે એમ કહ્યું કે 'મારી પાસે છે,' ત્યારે એમણે મશ્કરીમાં જ કહ્યું હશે એ વિષે મને મુદ્દલ શંકા નહોતી.

મને ભય હતો કે હોડીવાળો પહેલા પૈસા માગશે અને પૈસા નહિ ચૂકવીએ એટલે અમને હોડીમાંથી ઉતારી મૂકશે. સૂરિજીએ કહ્યું: "પહેલાં પૈસા ન હોય. એ તો સામે કિનારે ઊતારે ત્યારે જ પૈસા આપવા પડે અને એની ગોઠવણ હું કરી દઈશ. તારે ચિંતા ન કરવી."

સૂરિજી ચમત્કારથી પૈસા પેદા કરી શકતા હશે? આટલી હિમ્મત કોની ઉપર કરતા હશે?

હું તો ધ્રૂજતો ધ્રૂજતો હોડીમાં બેઠો. ટીકીટ વગરના મુસાફરને આગગાડીમાં જેવો ભય લાગે તેવો જ હું અત્યારે ભયનો શીકાર બન્યો હતો. સૂરિજી તો સાધુ હતા–એમની પાસે પૈ–પૈસો ન હોય એટલે એમને કદાચ જવા દે, પણ મારી પાસે હોડીવાળો જરૂર મહેનતાણું માગવાનો.

બધા બેસી ગયા એટલે ગામ તરફ હોડી હંકારી. રસ્તામાં કોઈએ પૈસા ન માગ્યા. કાંઠે ઉતર્યા એટલે હોડીવાળો સૌની પાસેથી પૈસા ઉઘરાવવા લાગ્યો. હવે

બહુ ગભરાવા જેવુ નહોતુ, છતા એક બીક હતી કે મફતીયા મુસાફરને રખેને પાછો સામે કાઠે મૂકી આવશે તો અમારુ શુ થશે?

આવો વિચાર કરતો હતો એટલામા હોડીવાળાએ મને બોલાવ્યો "બાબુજી! પૈસા લાવ!"

મે સૂરિજી સામે જોયુ સૂરિજી કહે "તારી ઓઢવાની શાલ બાનામા આપી દે! પૈસા આપીને પાછી લઈ જજે!"

સૂરિજીની આ યુક્તિ મને પહેલેથી સમજાઈ હોત તો આટલો નકામો જીવ ન બાળત મે શાલ કાઢી, હોડીવાળા સામે ધરીને કહ્યુ કે "ભાઈ, અમે ભૂલા પડી ગયા છીએ, પસાવાળા સાથીઓ બીજી દિશામા ચાલ્યા ગયા છે તે આવશે એટલે ભાડાના પૈસા ભરી દઈશ અને આ શાલ લઈ જઈશ"

અમે એને છેતરવા નહોતા માગતા એટલી ખાત્રી તો એને અમારી માયકાગલી શીકલે જ કરી આપી હશે. હોડીવાળો પણ દયાવાળો દેખાયો "ખુશીથી જાઓ તમે તમારે-કંમા આવે ત્યારે આપી જજો"

નદીયા ગામમાં દાખલ થયા અમારે આ ગામમા આવવુ પડશે એવી કલ્પના નહોતી અહીંના ન્યાયશાસ્ત્રીઓ ભારતભરમા પકાય છે નદીયા ન્યાયશાસ્ત્રના અધ્યયન-અધ્યાપન માટે પ્રસિદ્ધ છે મહામહોપાધ્યાયો, તર્કપચાનનો, ન્યાયવિશારદોની આ ભૂમિ છે અહીં

એક જૈન મુનિનું સ્વાગત કરવાની કોઇને નવરાશ ક્યાંથી હોય? ઓળખાણ પણ ક્યાંથી હોય ?

ગામની વચ્ચે આવેલી એક ધર્મશાળામાં અમે ગયા. એક ઓરડી અને ઓશરી બથાવીને બેસી ગયા. સૂર્યાસ્તને હવે વાર નહોતી. સાધુ–બાવા અહીં રહી ગએલા તેમણે છૂટા પાણા ગોઠવીને રસોઈ કરેલી તે ચૂલા તૈયાર પડ્યા હતા. પાણીની એક તપેલી માંગી લાવી, નીચે થોડાં લાકડાં સળગાવ્યાં. ઝટપટ પાણી ઉકાળીને ઠારું તો સૂરિજીના ઉપયોગમાં આવે. ભોજન ન મળે તો કંઈ નહિં, થોડું પાણી પીવા મળે તો ગનીમત છે. રાત ગમે તેમ કરીને કાઢી નાખશું. સવારે તો ભગવાન જેવો ધણી છે !

સૂરિજીને મેં વિનંતિ કરી : “ આપ આ ઓરડીમાં પધારો !” તેમણે એક–બે ક્ષણ સુધી ધર્મશાળાને દૃષ્ટિ-માત્રથી માપી જોઈ, અહીંતહીં બે–ચાર આંટા માર્યા. કહે : “તું તારું કામ કર ! હું ઓરડીના માલીકની રજા લઇ આવું ! ”

રજા લેવાની જરૂર જ ક્યાં હતી ? મેં તો નિર્ણય કર્યો હતો કે રજા ન આપે તો પણ અહીંથી નથી ખસવું ! આખો દિવસ રખડી–રઝળીને માંડ ગામમાં આવ્યા છીએ, માંડમાંડ માથું મૂકવાનું સ્થાન મળ્યું છે તે ગુમાવવાનો જ્યાં તલમાત્ર ભય રહેતો હોય ત્યાં થોડું નફ્ફટ બનવું

પડતુ હોય તો એ આપતધર્મ છે એમ માની મનને મનાવી લેવુ એ ચોખ્ખો કર્મયોગ નથી? ધારો કે ધર્મશાળાનો વ્યવસ્થાપક એમ કહે. " બ્રાહ્મણો સિવાય અહીં બીજાને ઉતરવાનો અધિકાર નથી–ગુજરાતના જૈનોને તો પગ મૂકવા દેવાની પણ મનાઈ છે," તો અમારે કયા જવુ ? ખાવા ન મળે તો કઇ નહિ, પીવા પાણી ન મળે તો પણ ચલાવી લેવાય, પણ લાંબા થવા માટે ધર્મશાળાના મુનીમ ના પાડે તો પછી શુ અમારે શેરીમા સૂઇ રહેવુ ? સૂરિજી રજા માગવા જ ન ગયા હોત તો ઠીક થાત

આવો વિચાર કરી હુ પાણી નીચે તાપ કરી એમની પાછળ પાછળ ગયો ત્યા મે જે અદ્ભૂત દૃશ્ય જોયુ તે જોઇને હુ આભો જ બની ગયો.

સૂરિજીને દૂરથી આવતા જોઇ, સન્યાસી જેવો એક પુરુષ દોડતો દોડતો આવીને બે હાથ જોડીને કહેતો હતો. बडा सद्भाग्य ! मुनिजी आप यहा कैसे ! बहुत आनद हुआ। आपको प्रयागजी में देखे थे। उस दीनका आप का व्याख्यान अभी मुझे याद है—पधारिये ! पधारिये !

સન્યાસી જેવા એ પુરુષ શંકરાચાર્યજી હતા અને એમના કહેવાથી જ ખબર પડી કે પ્રયાગમા–ત્રિવેણી સંગમ ઉપર, પ માલવીયાજીએ સનાતનધર્મ–મહાસભા બોલાવેલી તેમા તેઓ સૂરિજી પાસે જ બેઠા હતા અને સૂરિજીના વ્યાખ્યાને એમના દિલ ઉપર સરસ અસર કરેલી

એ વ્યાખ્યાનની વાતમાં જ કદાચ રાત પડી જાત. એટલામાં સૂરિજીએ મારી તરફ દૃષ્ટિ કરી શંકરાચાર્યને કહ્યું : " આ વિદ્યાર્થી આખા દિવસનો ભૂખ્યો છે. અમારા સંગાથીઓ અમારાથી જૂદા પડી ગયા છે. આડે માર્ગે ચડી જવાથી માંડમાંડ અહીં પહોંચ્યા છીએ. એને માટે કંઇ વ્યવસ્થા થઈ શકતી હોય તો ઠીક. રાત્રિ પડ્યા પછી એનાથી કંઇ નહિ ખવાય."

"તો તો આપની પણ એ જ સ્થિતિ હશે !" શંકરાચાર્યના મોં ઉપર ચિંતાની રેખાઓ અંકાઇ.

"મારું તો ઠીક. પણ આ વિદ્યાર્થીની વ્યવસ્થા થાય તો સારું."

સૂરિજીને વધુ ખુલાસા કરવાની જરૂર ન પડી. અમે રાત્રિભોજન નથી કરતા, કંદમૂળ નથી ખાતા એટલું વધુમાં જણાવી દેવું પડ્યું.

તરત જ શંકરાચાર્ય મહારાજની આજ્ઞાથી અમને ખાવાનું મળી ગયું. સૂરિજીને પણ પ્રેમથી એણે વહોરાવ્યું. ઉકાળેલું પાણી પણ ઠરતું જતું હતું. શંકરાચાર્યની થોડી જૂની ઓળખાણને લીધે તે દિવસે અમારા નિરાશાના આકાશમાં નાની શી સોનેરી રેખા છવાઇ ગઈ.

અહીં રાતે અમને એક નવા પાડોશીનો પરિચય થયો. સૂરિજી ઘણીવાર એનું દૃષ્ટાન્ત આપતા.

એ પાડોશી એક 'વિદ્યાર્થી' હતો. અહીં ન્યાય

ભણુવા રહેતો હતો ઘરની સ્થિતિ બહુ ગરીબ એટલે ભિક્ષાથી પોતાનો નિર્વાહ ચલાવતો. ભિક્ષામા પૌષ્ટિક ખોરાક તો ક્યાથી મળે? શુષ્ક-નિ સત્ત્વ આહારને લીધે એ હાડપીજર જેવો બની ગયો હતો રાત્રે તો ભાળી જ ન શકે એવી એની અવદશા થઇ હતી

સૂરિજીને આ વિદ્યાર્થીની સ્થિતિ જોઇ બહુ લાગી આવ્યુ વિદ્યાની ખાતર દેહને સોષવી નાખનારા પણ્યા છે, તે જોઇ એમને એને માટે જેમ સદ્ભાવ સ્ફુર્યો તેમ દયા પણ આવી

પૂછ્યુ "પણ આટલો અથાગ શ્રમ લેવાની, આટલી કંગાળીયત વેઠવા છતા અભ્યાસની પાછળ મંડ્યા રહેવાની શી જરૂર હતી!"

વિદ્યાર્થીએ પોતાની હકીકત કહેવા માડી "મહારાજજી! હુ જાણુછુ કે મારુ શરીર નીચોવાઇ ગયુ છે આખો પણ હવે કામ નથી કરતી પણ અમારી કોમમા એક એવો રિવાજ છે કે જ્યારે અમારા લગ્ન થાય ત્યારે આજુબાજુનો પડિતસમાજ એકઠો થાય, નાની શાસ્ત્રાર્થ-સભા યોજાય એ વખતે જો મારા નામની એકાદ તાલી ન બજે-મારા ખાતે એકાદી વાહ વાહ ન ચડે તો હુ જીવતો મુવા જેવો ગણાઉં આ શ્રમ એટલા માટે જ કરી રહ્યો છુ કે શાસ્ત્રાર્થની સભામા મારી એક વાર વાહ વાહ બોલાય! મારા નામની એક તાલી બજે! બસ એ

સિવાય આ જિંદગીમાં બીજી કોઇ સાર્થકતા હોય એમ મને નથી લાગતું."

એક તાલી, એક વાહવાહની ખાતર, વિદ્યાપ્રાપ્તિ પાછળ આટલું કષ્ટ વેઠનાર, આવો ખુલ્લો એકરાર કરનાર આ પાડોશી અમને પહેલવહેલો અહીં જ મળ્યો. ભારતવર્ષની પ્રાચીન વિદ્યાપીઠોમાં આવા વિદ્યાર્થીઓ પણ હશે એની તે દિવસે પહેલી કલ્પના આવી.

કયાં આ અને કયાં અમે? અમને વગરમાંગ્યે ઘી–દૂધ તથા બીજાં રસભર્યાં પૌષ્ટિક ભોજન મળતાં, પહેરવાને વસ્ત્ર પણ મળતાં અને છતાં અભ્યાસમાં આળસ્ય કરીએ અને કોઇ ઠપકો આપે તો અમારો મીજાજ જાય!

આ વિદ્યાર્થીની દીનતાએ સૂરિજીમાં ભારે મનોમંથન જગાવ્યું. અંધારામાં એમના વદન ઉપર વેદનાની કેવી છાપ પડી હશે તે જોઇ શકાતું નહોતું. કયાંઈ સુધી તેઓ મૌન બેસી રહ્યા.

એટલામાં બે–ત્રણ નવા અતિથિનાં પગલાં સંભળાયાં. પાસે આવ્યા ત્યારે જણાયું કે એ અમારા જ ભાઇઓ હતા. અમારી શોધમાં ફરતા અહીં આવી ચડ્યા હતા.

સૂરિજીએ એને જોતાંની સાથે જ ઉચ્ચાર્યું: " આ વિદ્યાર્થીને કાલે બે રૂપીયાનું ઘી અપાવજે! બિચારો કેટલા ય મહિનાથી ઘી વગરનું અન્ન ખાતો હશે. રતાંધળો થયો છે."

એ પછી રસ્તાની વિતક વાર્તા ચર્ચાઈ આખરે સૌ ક્ષેમકુશળ છે એવી ખાત્રી થતા અમે નિદ્રાવશ થયા

બીજે દિવસે સૂરિજી અને વિદ્યાર્થીઓ નદિયાના આગેવાન-પ્રતિષ્ઠિત ન્યાયશાસ્ત્રીઓને મળવા એમને ઘેર ગયા ભારતભરમા નામના પામેલા આ તર્ક-વાગીશો-પચાનનો કેટલી સાદાઇથી રહેતા હતા અને વિદ્યાર્થીઓને કેળવતા હતા તે જોયુ સાચે જ જાણે કે જીવતા વિદ્યાધામો-તીર્થધામોને ભેટ્યા હોઇએ એટલો આનદ થયો

નાલદા, તક્ષશીલા, વિક્રમપુર જેવા ઐતિહાસિક વિદ્યાકેદ્રોની કહાણી કોણ નથી જાણતુ ? એક દિવસે એ સ્થાનોમા દિગ્ગજ જેવા પડિતો, શાસ્ત્રવિદો અને અભ્યાસીઓ રહેતા આજે જ્યારે રસ્તોખસ્યો કોઈ પ્રવાસી ત્યા જઇ ચડે છે ત્યારે એના છેલ્લાં અવશેષો નીહાળી દીર્ઘની શ્વાસ નાખે છે એક વેળા અહોનિશ ગુજતા, સાત્વિકતા અને સચમની સુવાસથી મહેકતા એ પવિત્ર સસ્કૃતિના ધામો, છૂટાછવાયા પત્થરો-ઈટોના ગજ જેવા ભાસે છે. પ્રાણ જાણે કે ઊડી ગયા છે. અસ્થિપિજર વીખરાયેલા પડ્યા છે આ પડિતો અને શાસ્ત્રીઓની પણ લગભગ એ જ સ્થિતિ હતી રાજ્યાશ્રય, જનતાના સદ્ભાવ અને સપર્ક જેવુ કઈ નથી રહ્યુ અતિ સાદાઇથી, દીનભાવે પોતાના જીવન વીતાવે છે પાડિત્ય છે, અધ્યવસાય છે પણ પ્રથમના આડસ્ર,

તપ, તેજ નથી રહ્યાં. આજે એ પરોપજીવી બન્યા છે, કારણ કે આજે એમનાં મૂલ્યાંકન બદલાઈ ગયાં છે.

સૂરિજી અને નદીયાના એ પ્રખ્યાત પંડિતો વચ્ચે મિત્રાચારીભરી ઘણી વાતો થઈ. ગુજરાત તરફના એક સાધુ, આટલા વિદ્યાર્થીઓ સાથે આ તરફ યાત્રા માટે આવ્યા છે એ જાણી એમને નવાઈ લાગી. જૈન મુનિ તો આ પહેલી જ વાર એમણે જોયા.

અધ્યયન–અધ્યાપનને વરેલા એ શાસ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે જ સંન્યાસીઓ–ભેખધારીઓ પ્રત્યે બહુમાન રહેલું હોય છે એમ જણાયું. પાંડિત્ય કરતાં પણ ત્યાગ–વિરાગને તેઓ વધુ મહત્ત્વની અને લોકોપકારની વસ્તુ સમજે છે.

અમારો વિચાર આ પંડિતોની એક સામાન્ય સભા બોલાવવાનો અને એમના પાંડિત્યના અગાધ જળમાંથી એકાદ અંજલી ભરી લેવાનો હતો. એને માટે થોડી દક્ષિણા આપવી પડત. પણ એ વિચાર પાછળથી પડતો મૂકયો.

બે–એક દિવસ નદીયામાં રહ્યા. ધર્મશાળામાં શંકરાચાર્યજીએ કટોકટીની વેળાએ અમારું જે સ્વાગત કર્યું હતું અને પંડિતોએ જે સૌહાર્દ દાખવ્યું હતું તેની સ્મૃતિઓ સંઘરી રાખી અમે નદીયાથી વિદાય લીધી. ત્રીસ–પાંત્રીસ વર્ષના ગાળા વીતવા છતાં આજે જ્યારે એ સ્મૃતિનાં પાનાં ઉઘડી પડે છે ત્યારે એનાં અક્ષરો લીલાછમ જેવાં–જાણે કે ગઈ કાલે જ લખાયાં હોય એવા તાજાં લાગે છે.

## (૧૪)

## સ્વ૦ વિદ્યાભૂષણજી

સૂરિજીના સંપર્ક–રંગથી છંટાયેલા યાત્રાની સ્મૃતિના કેટલાક પાના જેમ આજે તાજા–લીલાછમ લાગે છે તેમ કેટલાક પૃષ્ઠો સાવ જર્જરિત બની ગયા છે અને કેટલાક તો ખોવાઇ ગયા છે કલકત્તા પહોચ્યા પછી જીવન ઘટમાળની જેમ વહેવા લાગ્યુ ક્રમબદ્ધ જીવનમા સુખ–શાંતિ સ્વાભાવિક થઇ પડવાથી અથવા તો રસપૂર્વક એની પુનરાવૃત્તિ નહિ થવાથી કેટલાક સ્મૃતિપત્રો કાળની ઝાપટ લાગવાથી ઊડી ગયા

શરૂઆતમા સૂરિજીનો કેટલાક હિતશત્રુઓએ કલકત્તામા વિરોધ કર્યો પણ તેને બહુ મહત્ત્વ ન આપી શકાય થોડા વિદ્યાર્થીઓને સૂરિજીએ દીક્ષા આપેલી તે વિષે સાંપ્રદાયિક પત્રોમા ચર્ચાના વાદળ ચઢી આવેલા પણ ઋતુપરિવર્ત્તન વખતે જેમ વાતાવરણમા કેટલાક

ફેરફારો થાય છે અને પછી બધું થાળે પડી જાય છે તેમ અહીં પણ બનેલું.

સૂરિજીની વ્યાખ્યાનસભાઓ, ઉપદેશો, લહાણીઓ, પ્રભાવના, ઉત્સવના વરઘોડા વિગેરેમાં વાચકને પરાણે ખેંચવા નથી એવો નિરધાર તો આ ચરિત્ર લખતાં પહેલાં કરી જ રાખ્યો હતો. અમારાં મુનિ–આચાર્યોના ઘણાખરા જીવનમાં આવી પુષ્કળ સામગ્રી હોય છે. પણ એ કંઇ ઉલ્લાસ કે શક્તિનું માપ નથી હોતું. પ્રતિકૂળતાઓને પચાવવી અને ગઇ કાલ સુધી જેની સાથે કશી જ ઓળખાણ નહોતી તેમને પોતાના કુટુંબી બનાવી લેવા એમાં સાધના, સંયમ ને સંસ્કારની પરીક્ષા થાય છે. અને એ જ સાધના ને સંસ્કાર, બાહ્ય ઘટનાઓની ભીતરમાં રહેલી માનવતા કે સાધુતાની કળીને ફૂલના રૂપમાં વિકસાવે છે, સૌરભ ફેલાવે છે. સૂરિજીના જીવનમાં આવી સૌરભ ભરી હતી.

સ્વ. સતીશચંદ્ર વિદ્યાભૂષણનું નામ પુરાતત્ત્વ અને સંશોધનશાખાના એક પ્રમાણભૂત પંડિત તરિકે સુવિખ્યાત છે. સરકારે એમને મહામહોપાધ્યાયના પદ–ગૌરવથી નવાજ્યા હતા. સૂરિજી પ્રત્યે તેઓ અનહદ ભક્તિભાવ ધરાવતા.

કલકત્તે ગયા પછી, પંડિત બેચરદાસ શ્રી વિદ્યાભૂષણને ત્યાં પાલી ભણવા જતા. પંડિતજીએ સૂરિજી

પાસે એક દિવસે ફરિયાદ નોધાવી "શ્રી વિદ્યાભૂષણને ત્યા મચ્છી આવે છે એની દુર્ગંધ અસહ્ય થઈ પડે છે"

સૂરિજીએ વિદ્યાભૂષણને બોલાવ્યા જૈન સાહિત્ય અને ઇતિહાસનુ સારુ અધ્યયન કરવા છતા વિદ્યા-ભૂષણ આહારના વિષયમા હજી પાકા બગાલી જ રહ્યા હતા–પ્રચલિત લોકાચારથી છૂટા થઇ શકયા નહોતા, તે જોઈ એમને આશ્ચર્ય થયુ સૂરિજીએ ખૂબ મૃદુ વાણીમા વિદ્યાભૂષણને સમજાવ્યા એમના જેવા પડિતને તેમજ બૌદ્ધ તથા જૈન સસ્કૃતિના રસિકને આવી હિંસાત્મક રૂઢી ન શોભે એવી મતલબનો ઉપદેશ આપ્યો વિદ્યાભૂષણજી, સૂરિજીનુ બહુમાન કરતા–ગુરુજન જેવો વિનય રાખતા આવશ્યક શબ્દો કરતા એક પણ વધુ શબ્દ નહોતા બોલતા આજની પકડમાથી વિદ્યાભૂષણજીએ કેમ છૂટવુ એ એમને એક કઠિન કોયડો થઇ પડ્યો આખરે કબુલાત આપી "હવેથી મારા ઘરમા મચ્છી નહિ આવે"

વિદ્યાભૂષણ બહુ જ સરલ અને નિરભિમાની પડિત હતા એમની ખ્યાતિના પ્રમાણમા એમની સાદાઈ આશ્ચર્ય ઉપજાવે એવી હતી એમના પોતાના કુટુબમા પણ એમની સરળતાને લીધે એમનુ બહુ નહિ ઉપજતુ હોય, એટલે થોડા દિવસ પછી પડિત બેચરદાસે બીજી વાર ત્યા મચ્છી આવેલી જોઇ.

"શાસ્ત્રીજી ! તમે તો પ્રતિજ્ઞા કરી છે ને કે

ઘરમાં હવે પછી મચ્છી નહિ આવે, છતાં આજે આટલી બધી મચ્છી કેમ આવી?"

વિદ્યાભૂષણ પોતાની પાસે પાલી શીખતા વિદ્યાર્થી આગળ નરમ વેંસ જેવા થઇ ગયા. એમણે અપરાધ કર્યો હતો અને અપરાધ પુરવાર કરે એવો પુરાવો હાજર હતો એટલે એમના જેવા સરળ–નિષ્કપટ અધ્યાપકે ગુન્હો કબૂલ કરવામાં વિલંબ ન કર્યો:

"ભૂલ થઈ ગઇ. ગુરુજીને ન કહેશો." વિદ્યાભૂષણે આગ્રહ કર્યો.

"નહિ, નહિ, ગુરુજીને જરૂર કહેવાનો." પંડિતજીએ પોતાનો નિરધાર જાહેર કર્યો.

સૂરિજીની અદાલતમાં મામલો પહોંચ્યો, અને વિદ્યાભૂષણજી આરોપી તરિકે હાજર થયા ત્યારે તેમનું મોં જોવા જેવું હતું. કલકત્તાની એક સરકારી પાઠશાળાના સ્વતંત્ર વિચારના એક અધ્યાપક, સંશોધનવિદ્યાના એક અગ્રગણ્ય પારંગત, સૂરિજીનો તાપ સહન ન થઇ શકતો હોય તેમ નીચું ઘાલીને બેસી રહ્યા. એમને દંડ કે સજાનો ભય હતો જ નહિ, કારણ કે સૂરિજીને એવી કોઈ સત્તા નથી એમ તેઓ બરાબર સમજતા હતા. એમને એક જ વાતનું દુઃખ હતું કે આ હકીકતથી સૂરિજીનું કોમળ હૃદય કેટલું દુભાયું હશે?

"વિદ્યાભૂષણજી! ખરી વાત છે? ફરી તમારે ત્યાં મચ્છી આવી હતી?" સૂરિજીએ ખુલાસો માગ્યો.

ઇનકાર તો કેમ થાય? પણ વિદ્યાભૂષણના બાળક જેવા સ્વભાવે બચાવ શોધી કાઢ્યો

" મચ્છી તો આવી હતી પણ બહુ મોટી નહોતી ખીલકુલ નાની નાની હતી " વિદ્યાભૂષણજી એમ માનતા હશે કે મચ્છી જેમ નાની તેમ એની હિંસાનુ પાપ નાનુ અને મચ્છી જેમ મોટી તેમ પાપ પણ વધારે પોતે વધુ મોટુ પાપ નથી કર્યું એમ માનતા હોવાથી સૂરિજી નાની નાની મચ્છીઓના અતિ નાના પાપની ક્ષમા આપી દેશે

સૂરિજીના વદન ઉપર મૃદુ હાસ્ય છવાઇ ગયુ "એ કઇ બચાવ નથી મોટી એક મચ્છી મગાવવાને બદલે તમે નાની-નિર્દોષ બે મચ્છીઓના જીવ લીધા એટલે તમારો વચનભગનો ગુન્હો તો છે જ, તે ઉપરાત જીવ-હિંસાનો મોટો દોષ કર્યો છે "

" હવેથી નાની મચ્છી પણ નહિ મગાવુ આ તો ઉત્સવ જેવુ હતુ તેથી મગાવવી પડી " વિદ્યાભૂષણજીએ બીજો બચાવ શોધ્યો.

ઉત્સવમા બગાળી કુટુબમા મચ્છી અનિવાર્ય હશે? ગમે તેમ પણ સૂરિજીએ વિદ્યાભૂષણ જેવા સમજદાર માણસે એ લોકરૂઢી ત્યાગવી જ જોઇએ એમ ભારપૂર્વક કહ્યુ બગાળમા વિકૃત શાક્ત સપ્રદાયે ભલભલા બુદ્ધિશાલીઓની વિવેકબુદ્ધિ ઉપર કેટલો જાડો પડદો પાથરી

દીધો છે તે આ એક સામાન્ય અનુભવ ઉપરથી એમને દેખાયું.

કાશીમાં દુર્ગામાતાના મંદિરમાં અને કલકત્તામાં મહાકાળીના દેવળમાં નિર્દોષ બકરાં–ઘેટાંઓની એટલી મોટી કતલ થાય છે કે ચોક્કસ ઉત્સવોના દિવસોમાં તો લોહીની નદી વહી નીકળે છે. સૂરિજીએ એ મંદિરો અને રક્તપાતને લીધે અહોનિશ છૂટતી બદબો અનુભવી હતી. ઊંડી લાગણીથી ધ્રૂજતા સ્વરે તેઓ "માતાને બલિદાન" દેવાના વિષયમાં કહેતા :

" માતા અને બલિદાન બન્ને પરસ્પર વિરોધી શબ્દો છે. જેને તમે માતાની સામે રહેંસી નાખો છો તે શું તમારી એકલાની જ માતા છે? પશુની એ માતા નથી? પશુની માતા ન હોય તો એને જગન્માતા, જગત જનનીના નામથી સંબોધવાનું માંડી વાળો! અને કોઇ માતા એવી છે કે જે પોતાના સંતાનને આટલી ક્રૂર રીતે ભરખી જાય? છતાં માતાને બલિદાન દેવું જ જોઇએ એવો દુરાગ્રહ સેવતા હો તો હું કહું છું કે જેનું બલિદાન દેવું હોય તેને માતાજીના મંદિરમાં દિવસ–રાત રહેવા દો, માતાજીને લોહી જ પીવું હશે તો તે પોતાની મેળે પી લેશે! માતાજીને જ્યારે તમે ફુલ ચડાવો છો ત્યારે શું ફૂલ તોડી–ફોડીને એની પાંદડીઓ ચોળી નાખીને ચડાવો છો? ફૂલ જો આખું–અણીશુદ્ધ ચડાવો છો તો પશુના દેહના ટુકડા કરીને માતાને ધર-

વાનુ તમને કોણે શીખવ્યુ ? તમે એ રીતે માતાને પ્રસન્ન કરવાને બદલે ઊલટા કુપિત કરો છો. માતા આજે કોપાયમાન છે એટલે તો આજે આપણે દીન-કગાળ અને પરાધીન છીએ સાત્વિક ભાવે, સાત્વિક સાધનાથી પૂજા કરો અને તમારા ચિરસચિત રોગ-શોક-સતાપ કેવા અદૃશ્ય થાય છે તેનુ પારખુ લો ”

સૂરિજીના કઠમાથી આવી ઉપદેશધાર સતત વહ્યા કરતી સમય કે પરિશ્રમની પરવા કર્યા વિના તેઓ લોકોને હિંસાની મલિનતા ને અધમતા સમજાવતા અને એ ઉપદેશ એટલો સયુક્તિક તેમજ સચોટ હતો કે થોડી પણ બુદ્ધિશક્તિ હોય તે પીગળ્યા વિના ન રહે

ડૉ સુબોધચદ્રજી એવા જ ભદ્રિક બગાળી ગૃહસ્થ હતા એમણે મત્સ્ય અને માસનો આહાર સદતર તજી દીધો હતો એટલુ જ નહિ પણ તેઓ જૈન આચારોનુ સેવન કરવા ઉદ્યુક્ત રહેતા કલકત્તામા રહ્યા એટલા દિવસ દરમીયાન તેઓ રોજ સૂરિજીના દર્શને આવવાનુ ભૂલતા નહિ બીમાર સાધુ કે વિદ્યાર્થીની સારવાર પણ એમણે ખડેપગે રહીને કરેલી કમનસીબે તેઓ ઊગતી જુવાનીમા જ કાળચક્રનો ભોગ થઇ પડયા સૂરિજીએ અને સાધુસમુદાયે એમના સબધમા ઘણી આશાઓ રાખેલી

એક વાર અમે કલકત્તાના વિવિધ પશુ-પ્રાણીઓના સગ્રહસ્થાન જોવા એક બાગમા ગયા હતા ફરતા ફરતા એક ઠેકાણે ઠીગણા માનવીના કદ જેટલી એક મોટી

માછલી, ઘરની ઓસરી ઉપર ટીંગાડેલી જોઈ. તપાસ કરતાં એ મકાન, બગીચાના મોટા અને શિક્ષિત ગણાતા અધિકારી સાહેબનું વાસસ્થાન હોય એમ સાંભળ્યું. આવા ગૃહસ્થને મળ્યા સિવાય, એમની સંસ્કારદૃષ્ટિમાં થોડું આંજણ આંજ્યા સિવાય આગળ કેમ જવાય? સૂરિજી સીધા એને મળવા ઘરની અંદર ગયા.

સાધુ–સંન્યાસી જેવા એક પુરૂષ પોતાને મળવા આવે છે એમ જોઈ બાગના અધિકારી પોતે સામે આવ્યા. સૂરિજીએ આરંભની થોડી પ્રસ્તાવના કર્યા પછી તરતજ આ મત્સ્ય–આહારનો પ્રશ્ન હાથ ધર્યો.

એ મત્સ્ય–આહાર શુદ્ધ–સાત્ત્વિક કે નિર્દોષ નથી એમ તો લગભગ સૌ કોઈ પોતાના ઊંડા અંતરમાં માનતા હોય છે. એના બચાવમાં લોકાચાર કે રૂઢી સિવાય બીજી કોઈ સબળ દલીલ નથી હોતી. એટલે તો ઘણીવાર તેઓ મૂંગે મોઢે સાંભળી લે છે, અથવા તો આપણને હસી કાઢે છે.

સૂરિજી પોતાનું પાંડિત્ય બતાવવા કે સામાને નમાવવા આ પ્રકારનો શ્રમ નથી લેતા એમ એ અધિકારીને લાગ્યું. સૂરિજીએ આ મત્સ્યાહારના વિષયમાં, ધર્મશાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્ર બન્ને દૃષ્ટિથી વિચાર કર્યો હતો, એટલે જ્યારે જેવો માણસ મળે ત્યારે તેવા પ્રકારની યુક્તિ–પ્રયુક્તિથી વાત કરતા. એ વખતે ' મત્સ્યાહાર અને કોઢ–રોગ ' નામનું એક અંગ્રેજી પુસ્તક બહાર પડેલું. સૂરિજી–

એ એનો સારાશ સાભળી ગખેલો આ અમલદાર ધર્મશાસ્રને બહુ નહોતા માનતા જિહ્વાનો રસ–પૌષ્ટિકતા એ એમની મુખ્ય દલીલ હતી સૂરિજીએ થોડા જ સમયમા એનુ દીલ જીતી લીધુ તે દિવસથી એ ગૃહસ્થ સૂરિજીના એક ભક્ત બની ગયા

બગાળમા બ્રહ્મસમાજનુ ચલણ વિશેષે કરીને છે. એમનો મુદ્રાલેખ "સત્યથી બીજો કોઈ મહાન્ ધર્મ નથી"–( સત્યાન્નાસ્તિ પરો ધર્મ ) હોય છે કેળવાયેલા બ્રહ્મસમાજી કેટલીક વાર આ 'સત્ય'ની ઢાલ ધરતા. એક તરફ જ્યારે સૂરિજી અહિસાનુ નિરૂપણુ કરતા હોય ત્યારે બ્રહ્મસમાજી બધુ સત્યની સરખામણીમા બીજા તુચ્છ છે એવી મતલબનો બચાવ કરતા હોય પરતુ સૂરિજી એ વિવાદનો બહુ સુદર રીતે સમન્વય કરતા

"સત્યને જેટલુ તમે માનો છો તેટલુ જ અમે પણ માનીએ છીએ સત્યની ઉપાસનામા અહિસાને ભૂલી જઈએ તો સત્ય અપગ બની જાય સત્યને સૌથી મહાન્ ધર્મ સમજનારે, અસત્યથી કોઈકનુ દિલ દુભાય છે એટલુ તો જરૂર માનવુ જોઈએ સત્ય પણ પ્રિય અને હિતકર હોવુ જોઈએ એવી સરત મૂકવામા આવી છે કોઈને દુ ખ ન થાય, કોઈનુ અકલ્યાણ ન થાય એને જો તમે સત્ય માનતા હો તો તેમા જીવદયા પણ સમાઈ જાય છે"

સત્ય અને અહિસા એક જ રૂપીયાની બે બાજુઓ

છે, એમ કહીને સૂરિજી કોઇનું ખંડન કર્યા વિના–કોઇનો તિરસ્કાર કર્યા વિના જીવદયા–પ્રાણીમૈત્રીનો ખ્યાલ પાઇ દેતા. બંગાળમાં આવા ઘણા અનુભવો થયેલા. ઉપરોક્ત બાગના અધિકારી, બ્રહ્મસમાજી હતા અને રાવસાહેબ હતા એમ પાછળથી જાણવા મળેલું.

પ્રયાગની યાત્રા વખતે પણ એક સહયાત્રીએ આવો જ એક કીસ્સો વર્ણવેલો અહીં યાદ આવે છે. સૂરિજી એક જમીનદારને મળવા ગયા. અહિંસાનો ઉપદેશ આપવા સિવાય એમનો બીજો કોઇ આશય નહોતો. પણ કોણ જાણે, ગમે તે કારણે જમીનદારે મળવાની ના પાડી. એના મનમાં એમ કે "કોઇ બાવો–સંન્યાસી કંઇક નાણાની મદદ માગવા આવ્યો હશે."

સૂરિજીએ બીજી વાર કહેવરાવ્યું : "હું મદદ માગવા નથી આવ્યો. મારે તો માત્ર તમારી સાથે થોડી વાતચીત જ કરવી છે."

જમીનદારે મળવાની હા પાડી. થોડા વખતના વાર્તાલાપે જમીનદારને અપનાવી લીધા. એમણે ક્ષમાયાચનાના સૂરમાં કહ્યું: "મેં એમ માનેલું કે બાવન લાખ બાવાની જમાતમાંના આપ પણ એકાદ જણ હશો, પણ મારી એ ભ્રાંતિ આપે ટાળી દીધી છે."

"નહિ, નહિ, એ બાવન લાખ બાવાઓની જમાતમાંનો જ હું એક છું. અમારા નાના સ્વાર્થ અને ખટપટોને લીધે જ, તમારાં નિત્ય ખુલ્લાં રહેતાં બારણાં આજે

ખીડાઇ ગયા છે અમે પણ આજની અવદશામા ઓછા જવાબદાર નથી" આવા-સન્યાસી એટલે માગણ નહિ, 'ધર્મલાભ' આપનાર આવા નિસ્પૃહ અને નિર્ગ્રંથ પણ હોય છે એ વાતની તે દિવસે એ જમીનદારને થોડી ખાત્રી કરાવી દીધી

સૂરિજીને હમેશા સફળતા જ મળતી એમ કહુ તો તે અતિશયોક્તિ ગણાય કેટલાક એવા હતા કે જે હિસા-દોષ સમજવા છતા મત્સ્ય-માસને તજી શકયા નહોતા કેટલાકો એ વાત સમજવા જ નહોતા માગતા છતા સૂરિજીએ એ એક જ કારણે કોઇનો તિરસ્કાર નથી કર્યો આજે નહિ તો આવતી કાલે પણ એ સમજવો જ જોઇએ એવો ઊંડો આશાવાદ સેવતા

પણ કલકત્તા તરફના વિહારમા સુરિજીએ જ્યારે એમ સાભળ્યુ કે આગેવાન ગણાતા જૈન-જમીનદારો પણ પોતાની માલેકીના મોટા તળાવો માત્ર મચ્છીઓને ખાતર ખુલ્લી રીતે હરેગજ કરી દે છે અને એના નાણા "નજરાણા"ના નામે ચોપડામા જમે કરે છે ત્યારે એમને પાગવાર દુ ખ થયુ આવા નજરાણાના નાણા હજારોની સખ્યામા હોય છે એટલે એનો મોહ મૂકી શકાતો નથી મચ્છીમાર તો રોજ અમુક પ્રમાણમા મચ્છી મારતો હશે, પરતુ જેઓ એવા નાના-મોટા તળાવ, મચ્છીની ખાતર વેચે છે અને છતા પોતાને જૈન ધર્મી માને છે તેમની આત્મવિટબના અને આત્મપ્રતારણાની છેલ્લી

સીમારેખા ક્યાં આંકવી? સૂરિજી ઘણી વાર પોતાના વ્યાખ્યાનોમાં એ વાતનો ઉલ્લેખ કરતા અને એવી કમાણી જતી કરવા આગ્રહ કરતા. પરંતુ ધાર્મિકતા કરતાં દ્રવ્ય જ્યાં વધુ મૂલ્યવાન અંકાતું હોય, સમાજમાં જે દ્રવ્યની સર્વમાન્ય પ્રતિષ્ઠા થઈ ચૂકી હોય, દ્રવ્ય હોય તો જ ધર્મની પ્રભાવના થઈ શકે એવું એકતરફી શિક્ષણ મળ્યું હોય ત્યાં દ્રવ્યનો લોભ જતો કરવો એ કેમ બને? એ વિષયમાં સૂરિજી પોતે પણ પોતાની નિષ્ફળતા ભારે દુઃખપૂર્વક સ્વીકારી લેતા.

કાર્તિકી પુનમનો કલકત્તાનો જૈન રથોત્સવ ઘણું કરીને હિંદભરમાં પ્રસિદ્ધ છે. એ દિવસે રથયાત્રાની ઊંચી ઈન્દ્રધ્વજાને અણનમ જવા દેવાને માટે તારના દોરડા કાપવા પડે છે. અને જ્યારે કલકત્તા જેવા વ્યાપાર–ઉદ્યોગ પ્રધાન શહેરમાં તારનાં દોરડાં કપાય ત્યારે ટ્રામ વહેવાર અને ટેલીફોન–વહેવાર જેવા વહેવારો અટકી પડે એ સ્વાભાવિક છે. કલાક–અડધા કલાક સુધી એ ધમાલ ચાલે છે. ત્યાં સુધી કલકત્તાનો વહેવાર અંશતઃ અટકી પડતો લાગે છે. જૈન રથયાત્રાની ઇંદ્રધ્વજા અણનમપણે આકાશમાં ઊડતી જૈન સંઘના સ્વાભિમાનના પડઘા દિગંતમાં ગુંજાવી દે છે. સામાન્ય જનસમૂહ તો આ વિધિ જોઈને આશ્ચર્યમાં ગરકાવ થઈ જાય છે.

પવનના તોફાન, ધોધમાર વરસાદ કે ધરતીકંપને લીધે ઘણીવાર તાર–વહેવાર અટકી પડે છે. લોકો એને

અકસ્માત્ કહે છે ભાગ્યે જ એ અકસ્માત વિષે કોઇ વિચાર કરવા થોભતુ હશે પણ આ તારવહેવારની અટકાયત યોજનાપૂર્વકની વ્યવસ્થા છે બહારથી તો એમ લાગે છે કે જૈન સઘની સત્તા પાસે સરકારી તત્ર પણ શિર ઝુકાવે છે અને જૈનની ધજાને અણનમ રાખવા તારના દોરડા તોડી નાખે છે

પણ એ દોરડા તોડવાની નુકશાની બદલ જૈન સઘને જે ખર્ચ કરવો પડે છે—જે નુકશાની ભરવી પડે છે તે તો જે જાણતા હોય તે જ જાણે છે અને આવા મિથ્યાભિમાન માટે વ્યવહારકુશળ ગણાતા માનવી પણ કેટલા મોટા અને ખોટા દડ ભરે છે તે જાણીને મુગે મોઢે એકાદ લાબો નિશ્વાસ પણ નાખે છે

જે જૈનો પાસે કોઇ પ્રકારની રાજપ્રકરણી સત્તા કે હકુમત નથી, જે જૈન સઘ કટોકટીની પળે જતુ કરવામા અને ખુલ્લી નબળાઇને પણ શાતિપ્રિયતાનો રગ ચડાવવામા કુશળ ગણાય છે તેને પોતાની ધ્વજા જેવુ શુ હોઇ શકે ? એવી ધ્વજાને ખાતર હજારો રૂપીઆ ખરચી નાખવામા ધર્મપ્રભાવના જેવુ પણ શુ હોય ? જૈન સઘને એક કાળે રાજ–આશ્રય હતો રાજસત્તાના બળે એ પોતાને બળવાન માનતો એ ઐતિહાસિક અવશેષના છેલ્લા લીસોટા જેવી આવી કેટલીક રૂઢીઓ રહી ગઇ છે

પણ એ રથયાત્રાની છેલ્લી પરાકાષ્ઠા તો હવે આવે છે મુનિજીએ જ એક વાર કથોપકથનમા જણાવેલુ કે

સાંભળવા પ્રમાણે રથયાત્રાના ખર્ચનું ઉઘરાણું થાય છે અને જેટલી રકમ બાકી રહે તેટલી મંદિર ખાતેથી ભરપાઇ કરી દેવામાં આવે છે. "નજરાણા" ની આવકનો મોટો ભાગ આવા ધર્મકાર્યમાં વ્યય થાય છે એટલે તો જૈન સંઘનું પાપ–પુણ્યનું ત્રાજવું એક સરખું રહે છે. સૂરિજીએ જૈન સંઘની આ પ્રકારની ભીતરી દશા વિષે પણ કલકત્તાના ચાતુર્માસ દરમીયાન ઠીક ઠીક પ્રહાર કરેલા.

બંગાળી વિદ્વાનોના આગ્રહથી બંગીય સાહિત્ય-પરિષદના આશ્રય નીચે સૂરિજીએ અહિંસા વિષે એક વ્યાખ્યાન આપેલું તે અહિંસાદિગ્દર્શન નામે પ્રકટ થયું છે.

( ૬૫ )

## મહારાજશ્રીની મંત્રશક્તિ !

સૂરિજીનો દેહ જેટલો કોમળ તેટલો જ કસાએલો હતો લાંબા અને કષ્ટભર્યા વિહારો દરમ્યાન પણ એમને કોઈ દિવસે તાવ આવ્યો હોય કે માથુ દુખ્યુ હોય એમ જાણવામા નથી મુર્શીદાબાદ અને બાલુચરની લગભગમા જ્યારે તાવ ને મુઆરાને લીધે કેટલાક વિદ્યાર્થીઓ ને સાધુઓ બીછાનાવશ બની ગએલા ત્યારે પણ સૂરિજી સ્વસ્થ શરીરે સૌની સભાળ લેતા

અહીં એક પ્રસગ અકસ્માત યાદ આવે છે રસ્તાના થાકને લીધે અને કઇક શરદી લાગવાથી મને ટાઢીયો તાવ આવ્યો સૂરિજીએ કહ્યુ

" દાક્તરની દવા લેજે, તાવ ઊતરી જશે "

ત્રણ દિવસ દવા લીધી પણ એકાતરીઓ તાવ ચોથે દિવસે ઉથલો માર્યા વિના ન રહ્યો સૂરિજીને મે વિનતિ કરી "આ તાવ તો જતો જ નથી વિકારમાં રોજ દવા પણ પણ ક્યાથી કાઢવી ? "

સૂરિજીએ કહ્યુ: “ તારે દવા લેવાની જરૂર નથી. હું કાઢી નાખીશ. તાવનો વારો હોય તે દિવસે મારી પાસેથી એક ચીઠી લઈ જજે અને બાવડે બાંધી લેજે. ”

તાવ મંત્રથી જતો હશે ? મને આશ્ચર્ય થયું અને ઉપાય અજમાવી જોવાનો નિર્ણય કર્યો. સૂરિજીએ એક ચીઠી આપી તે તેમના કહેવા પ્રમાણે વિધિપૂર્વક બાવડે બાંધી.

સાચે જ તાવનો વારો હતો છતાં તાવ ન આવ્યો. સૂરિજીએ સૂચના આપી રાખી હતી કે પાંચ–છ દિવસ પછી જ્યારે ખાત્રી થાય કે હવે તાવ આવવાનો જ નથી ત્યારે એક વાડની ઓથે ખાડો ખોદી, એ ચીઠી એમાં દાટી દેવી. ચીઠી વાંચવી નહિ. ”

વિહારમાં સૂરિજી સાથે જ હતા. મેં કહ્યું: “ આ વાડ દેખાય છે ત્યાં આ ચીઠી દાટી આવું ?”

સૂરિજીએ હા પાડી.

પણ ચીઠીમાંનો મંત્ર વાંચવાનું કુતૂહળ મારાથી રોકયું રોકાયું નહિ. મેં કહેવા માંડયું : “ મને વાંચવાની આજ્ઞા આપો:આપ કહેશો તેવો વિધિ પાળવા તૈયાર છું.”

“ મંત્રો વંચાય જ નહિ. ” સૂરિજી મારી સામે જોઇને હસતા હતા. એમને હસતા જોઇને મારામાં વધુ હિમ્મત આવી. મેં ફરીફરીને આગ્રહ કર્યો: “ મને વાંચવા દો. ”

સૂરિજી કહે: “વાંચીશ તો કાગળ કોરો થઈ જશે.”

મે કહ્યુ "ભલે, પણ મારે એ જોવુ છે"

સૂરિજીની રજાથી ચીઠી ઉઘાડીને જોઇ તો એમા એકે અક્ષર નહોતો માત્ર શ્રદ્ધાબળે જ મારો તાવ ઉતાર્યો હતો

રસ્તો ખુટાડવા સૂરિજીએ એક વાર્ત્તા કહેવા માડી "એક હતો રાજા એને કઇ સતાન નહોતુ સતાનની કામનાથી તેણે એક યોગીની પૂજા-ઉપાસના શરૂ કરી એક તકનો લાભ લઇ રાજાએ યોગીને વિનતિ કરી રાજ્યનો ઉત્તરાધિકારી કોઇ નથી કૃપા કરીને મારી એક શેર માટીની યાચના પૂરી કરો"

યોગીએ એક ચીઠી લખી, માદળીયામા બધ કરી, રાજાના હાથે બાધી રાજાને પુત્ર થયો પછી જ્યારે રાજાએ પેલી ચીઠી ઉઘાડીને વાચી ત્યારે યોગીએ તેમા આ પ્રમાણે લખેલુ જણાયુ

" રાજાને દીકરો થાય તોય મારે શુ અને ન થાય તોય મારે શુ!" આમ જેને મ ત્રબળ કહે છે તે અકસ્માતયોગે કે ભવિતવ્યતાને યોગે ફળીભૂત થાય છે. મુખ્ય વાત શ્રદ્ધાની છે સૂરિજી, રસ્તે ચાલતા ચાલતાં આવી ઘણી વાતો કરતા અને વિનોદમા વિહારનો શ્રમ ભૂલાવી દેતા

પણ એક દિવસે સમેતશીખરના પહાડ ઉપરથી ઉતરતા અચાનક જ સૂરિજીના પગની ઘુટી નીચેનો ભાગ,

વધારેપડતું વજન આવી જવાથી કે મચકાઈ જવાથી દુઃખવા આવ્યો. ઘરગતુ ઉપાય કરવા છતાં સોજો ન ઉતર્યો તેમ દર્દ પણ ઓછું ન થયું. એકાદ મહિનો વધારે ત્યાં રોકાઈ રહેવું પડયું.

કંઈક ઠીક થયું એટલે કાશી તરફ વિહાર શરૂ કર્યો. પગના ઘુંટી નીચેના ભાગે હવે સૂરિજીને રીતસર પીડવાનું શરૂ કરી દીધું. વાતવાતમાં સોજો ચડી આવે, બે ગાઉ ચાલ્યા હોય એટલે શ્રમ પડે. આવી રીતે લાંબો માઈલોનો વિહાર કેમ પૂરો કરવો ?

સૂરિજી પૈસાવડીએ મજુરો મેળવી શકત, ડોળીમાં બેસીને અમારી સાથે વિહાર કરી શકત. સ્વ. વીરચંદ શેઠ જેવા શ્રીમંતોએ વારંવાર આગ્રહપૂર્વક લખેલું કે આપ ખર્ચની ચિંતા ન કરશો–ડોળી કરીને કાશીભેગા થઈ જશો.

એ વખતે પાઠશાળામાં સૂરિજીના સંચાલનની પૂરી જરૂર હતી. પણ સૂરિજીએ ડોળીની વાત નકારી દીધી. ગૃહસ્થો પાસેથી પૈસાની મદદ મળતી હોય તોપણ તેનો ઉપયોગ અંગત સુખ–સગવડમાં નજ થવો જોઈએ એમ તેઓ માનતા. હજારો રૂપીયા આવી મળતા હોય તોપણ તેનો વ્યય તો વિવેકપૂર્વક જ થવો જોઈએ એ વહેવારનીતિને તેઓ સંપૂર્ણ ચીવટપૂર્વક વળગી રહેતા.

એક વાર એવું બન્યું કે ટપાલમાં એક કાગળ બીડવાનો હતો તેમાં બે પૈસાની વધુ ટીકેટ ચોડવાની જરૂર

પડી. ટીકટ ચોડી, કવર ખધ કરીને, સીરનામુ લખીને એ કાગળ સૂરિજી પાસે લઈ આવ્યો

" આટલીબધી ટીકેટો કેમ ચોડવી પડી !" સૂરિજી બીડેલા કાગળ ઉપરની ટીકેટો જોઇને ચકિત થયા

" કાગળ મોટો લીધો છે એટલે ભાર સહેજ વધુ થયો " મે ખુલાસો કર્યો

" કવર ઉવાડી નાખ, મને જોવા દે " સૂરિજીએ હવે ઉંડા ઉતરવા માડયુ

" હવે એ પેસા સારૂ આટલી કડાકૂટ શા માટે ? " હુ ક ટાળીને બબડયો

" બે પેસા ચ કયા થાય છે ? મને જોવા દે વાજબી હશે તો ના નહિ પાડુ " અર્થશાસ્ત્રીની દૃઢતા અને વાલીના વાત્સલ્ય સાથે સૂરિજીએ આગ્રહ ચાલુ રાખ્યો.

આખરે કવર ખોલવુ પડ્યુ જે બે-ચાર નોટપેપર લખ્યા હતા તેના ફરતી જે કોરી જગ્યા રહી હતી તે તેમણે જાળવીને હાથવતી કાતરી નાખી કાગળનો ભાર થોડો હળવો કર્યો

"આટલો કાગળ નકામો શા સારૂ બીડવો ? ટીકેટ પણ વધારે શા સારૂ બગાડવી ? આપણા અ દર અ દરના પત્રવહેવારમા બહુ ટાપટીપ ન હોય તો ચાલે " કરકસરનો નવો પાઠ શીખવતા હોય તેમ તેમણે ઉપદેશ આપ્યો અને કવર ઉપરની વધારે ટીકીટો બચાવી લીધી

મેં ત્યાંથી જવા માંડયું એટલે મને માઠું લાગ્યું હોય તો ભૂંસી નાખવા એમણે ઉમેર્યું: "હવે એમ કરજે! આ બે–ચાર પૈસા વધ્યા તેનું ઘી લઈને પેટમાં ખાજે. ઘી કોઈકદી ગણ કરશે. ટીકેટના આ પૈસા શું ગણ કરત? " સૂરિજી કડવી ટીકાને આમ હળવેકથી વિનોદનો પુટ આપી દેતા.

રેલના ભાડા અને મુસાફરી વિષે પણ સૂરિજી ઘણીવાર આવાં મર્મવાક્ય સંભળાવતાં. એ કહેતા: " તમે લોકો મેઈલની મુસાફરીમાં નકામા વધારે પૈસા શા સારૂ ખરચી નાખતા હશો? પેસેંજર–ટ્રેનમાં જઈએ તો ધીમે ધીમે આસપાસનાં દૃશ્યો જોવા મળે અને રૂપીયોરૂડો બચે તો ઘી પણ ખવાય. મેઈલની મુસાફરીમાં આ લોકોને શું સ્વાદ આવતો હશે?" સૂરિજીએ જીવનભરમાં ટ્રેનની મુસાફરી નહોતી કરી. અતિ વેગથી દોડનારી ગાડીમાં બેસનારને કેટલી મોજ પડતી હશે–વખત કેટલો બચી જતો હશે તેની તેઓ કલ્પના કરી શકતા હશે, પણ કદર નહોતા કરી શકતા.

આવી રીતે ટીકેટના બે પૈસા માટે પણ જે કવર ઉઘડાવે અને બે પૈસા બચાવવા વિદ્યાર્થીઓને મંદ મંદ ચાલતી ટ્રેનમાં મુસાફરી કરવાનું સમજાવે તે પોતાની ડોળી માટે રોજના બે–અઢી રૂપીયાનો ખરચ કરવા કેમ તૈયાર થાય? પૈસા એમને સહેલાઈથી મળી શકતા એટલે જ જાણ્યે–અજાણ્યે ઉડાઉગીરી ન આવી જાય તેની તેઓ ખાસ સંભાળ રાખતા.

વચ્ચે એકવાર વિહારમા પૈસાની ભારે તગી પડી ગએલી બહારથી મળતી મદદ બધ થઇ ગએલી. એ વખતે જે વિદ્યાર્થીઓ પાસે રૂપાના કેડના કદોરા હતા તે પણ ઉતરાવેલા અને રસ્તાની ખરચીની જોગવાઇ કરવા સૂચવેલુ પણ તે દરમીયાન મદદ આવી પહોચી મતલબ કે તગીના દીવસો પણ સૂરિજીએ અનુભવ્યા હતા. ડોળી કરવાની ના પાડી એટલે અમે વિદ્યાર્થીઓએ એકઠા થઇને નિર્ણય કર્યો કે સૂરિજીને ચાલવા તો ન જ દેવા. કારણ કે ચાલવાથી એમને પગે દુ ખ થાય છે અને બીજે દિવસે સોઝાને લીધે ડગલુ પણ ભરી શકાતુ નથી તેથી આપણે પોતે, આઠ આઠની ટુકડીઓ ગોઠવીને, સૂરિજીને ડોળીમા બેસાડીને આગળ લઈ જવા સડક સરસ હતી અને ફર્લાગના સીમાચિન્હ નિયમિત દેખાતા હતા. એક ફર્લાગ પછી ડોળી બીજી ટુકડીને સોપી દેવી, એવો ઠરાવ સર્વાનુમતે પાસ થયો

સૂરિજીથી હવે ના પડાય એમ નહોતુ એમણે કબુલ કર્યું અને અમે પણ સૂરિજીની ડોળી ઉપાડવા કેડ બાધી

આ અનુભવ અમારા માટે તદ્દન નવો હતો પણ અમાગી નસોમા એ વખતે યુવાનીનુ લોહી વહેતુ કષ્ટ સહન અમને સ્વાભાવિક થઇ પડયુ હતુ ગુરૂજીનો ભાર કાધે ઉપાડવો એમા અમને સૌભાગ્ય સમજાયુ પણ આ પ્રકારની લાગણીપ્રધાનનાએ, ડોળી ઉપાડવાના ધધામા થોડી બુદ્ધિની જરૂર પડે છે એ વાત સાવ ભૂલાવી દીધી

આઠ—આઠની લગભગ ત્રણ—ચાર ટુકડીઓ યોજી. પણ આગલી હરોલમાં અને પાછલી હરોલમાં જે ચાર-ચાર જણ હતા તેમાં લાંબા—ટુંકાનો ભેદ અમે ન પારખી શકયા એટલે મુખ્ય વજન કોઈવાર બે જણની કાંધે ઉપર જ આવે અને ડોળી પણ ધરણી ધ્રૂજતી હોય એવું દૃશ્ય ખડું કરે. ઉપાડનારને અને બેસનારને પણ એમ તો લાગે જ કે આમાં કયાંઇક ભૂલ થાય છે, પણ જ્યાં બધા જ અણપઓટ અને ઉતાવળા હોય ત્યાં કોણ કોને સલાહ દે ? ડોળીમાં તો એમજ ચાલે, એમ અમે મન મનાવ્યું.

કોઇ પણ ઉપાયે ફરલાંગના સીમાચિન્હ સુધી ડોળી લઇ જવી એ અમારૂં લક્ષ્ય રહેતું. ઉત્સાહ અને ઉમંગ પાર વગરનો હતો. પણ કળા નહોતી; એટલે રસ્તે જતા આવતા વટેમાર્ગુઓ અમારૂં આ નાટક જોવા થંભી જતા. પણ અમારે લોકમતની સાથે લેવા દેવા જ કયાં હતી ?

લબડધકકે ડોળી ખેંચીને એક ઠેકાણે મૂકીને, ઠરાવ પ્રમાણે, ત્રીજા ફરલાંગ ઉપર વળી પાછા દોડીને પહોંચી જઇએ. કારણ કે ત્યાં ફરી એ ડોળીનો ' ચાર્જ ' સંભાળવાનું અમારા માથે રહેતું. છાતીમાં શ્વાસ માય નહિ, શિયાળાના દિવસો હોવા છતાં શરીર પસીનાથી રેબઝેબ થઇ જાય, પણ ગુરૂસેવાનો આવો સુઅવસર ફરી ફરીને થોડો જ મળવાનો હતો ?

પહેલા બે—ત્રણ દિવસ દરમીયાન 'કાંધ લાલચોળ બની ગઇ. જેને પૂછીએ તે એમ જ કહે કે કાંધે ગુમડું

થયુ હોય એમ લાગે છે બીજાનો હાથ ભૂલથી ત્યા પડે તો પણ રાડ નીકળી જાય ! પણ અમને ખાત્રી હતી કે બે-ત્રણ દિવસની અંદર ગુરૂકૃપાથી એ વ્યથા શમી જવાની " કાંધ પડવી " એટલે શુ તે એ ડોળીના દિવસોમા સમજાયુ દુ ખ માત્ર કાંધ પડવાની જ રાહ જુએ છે અમે પણ એની જ રાહ આતૂરતાથી જોતા હતા બીજે દિવસે લાલચોળ બનેલા ખભા ઉપર ડોળીનો ભાર અસહ્ય જેવો લાગ્યો પણ અમારા એક વિનોદી ભાઈએ રણગીત શોધી કાઢ્યુ હતુ રણગીત સાભળતા જ સૈનિકોના દીલમા વિજળીનો વેગ વહી નીકળે છે તેમ અમે પણ એ રણગીતની એક જ પંક્તિ સાભળી, ફરી એક વાર લડી લેવા કટિબદ્ધ બની જતા ગીત શાસ્ત્રીય હતુ

" બધમાણેજ, કુટ્ટમાણેજ, પણ ડોળી ઉપાડયે જ "

કયા સૂત્ર-શાસ્ત્રની આ પંક્તિઓ હશે તે તો કોણ જાણે, કેવા આશયથી કોણે એ પ્રથમ ઉચ્ચારી હશે તે સમજવાની પણ અમને જરૂર નહોતી અમે તો એટલુ જ સમજતા કે ભલેને કોઇ બાધીને મારે-કુટે તો પણ ડોળી તો ઉપાડયે જ રાખવી !

અમારા જેવા અણુપળોટ અને અનાડી ટોળકીના ખભા ઉપર પળે પળે આચકા ખાતી ડોળીમા બેસવાથી સૂરિજીને કેટલી સુખ-શાતા પહોચતી હશે તે તો સૂરિજી જાણે અમારૂ નીશાન તો ફરલાગનો પત્થર હતો. એ રીતે પણ અમે ચોડા રસ્તો કાપી નાખ્યો

પાંચ–છ દિવસ થયા એટલે 'કાંધ' પડી ગઇ. કાંધનું ગુમડું એટલું કઠણ બની ગયું કે હવે ડોળીનો ભાર ત્યાં વ્યથા કરે એવું ન રહ્યું. પણ એટલામાં તો સૂરિજીને પગે આરામ થતો લાગ્યો. તેઓ વગરશ્રમે ચાલવા લાગ્યા.

તે દિવસે આટલું સમજાયું કે દુઃખ માત્ર દુનિયામાં કાંધ પાડવા જ આવે છે. કાંધ પડી ગઈ એટલે પેલું દુઃખ પણ શરમાઇને ચાલ્યું જાય છે, એનો ડંખ નીકળી જાય છે.

વચ્ચે વચ્ચે જ્યારે અમે થાક ખાવા બેસતા ત્યારે સૂરિજી પોતાની એક જૂદી જ મુંઝવણ વર્ણવતા: "તમે જ્યારે ડોળી તાણતા હો છો ત્યારે એકે એક વટેમાર્ગુ મારા મોં સામે તાકી રહે છે. એ જાણે કે એની મૌન વાણીમાં મને કહે છે કે આવો રૂષ્ટપુષ્ટ થઈને આ બાળકોની કાંધ ઉપર કાં ચડી બેઠો છે? અમારી જેમ હાલતા તને ઘા વાગે છે? હું એમને શી રીતે સમજાવું કે મારા પગમાં કેવું દર્દ થાય છે? એ લોકો મારૂં મોં જ માત્ર જુએ છે-પગ જુએ તો એમને મારી સ્થિતિ સમજાય. એટલે તો ઘણીવાર હું પાટા બાંધેલો પગ ડોળીની બહાર રાખી મૂકું છું."

ડોળીમાં એમને આરામ નહોતો, આનંદ તો હોય જ શાનો? વસ્તુતઃ એ ડોળી નહિ પણ નાની ખાટલી હતી અને ઉંચી ઢબની-ટીંગાટોળી હતી, એમ કહીએ તો ચાલે. છતાં સૂરિજી લોકાપવાદથી બહુ ડરતા. એમને પોતાની નિંદા થાય એનું દુઃખ નહોતું પણ પોતે જૈન

સધના–શ્રમણ સસ્કૃતિના એક સદેશવાહક છે અને એ મધ કે સસ્કૃતિને શિરે અપવાદની રજ ચડે તો એમને એ ન ગમે એ દેખીની વાત હતી

રસ્તામા ભાગલપુરમા, નાથનગરમા એક મુનિની બિમારીને લીધે અમારે રોકાઈ રહેવુ પડેલુ. સૂરિજી એક દિવસે સાંઝે ભાગલપુરના શાળવી માથે વાત કરતા હતા ભાગલપુરના રેશમી વસ્ત્ર વખણાય છે. ઘણુ કરીને એને ટસ્સર કહે છે આ ટસ્સર શેમાથી પેદા થાય છે તે વિષય નીકળતા પેલા સાળવીએ કોશેટા બતાવ્યા અને ખદખદતા પાણીમા નાખવાથી રેશમનો તાર કેમ છૂટો પડે છે તે બધુ સૂરિજીને સમજાવતો હતો

જીવહિસામાથી રેશમની ઉત્પત્તિ છે એ જાણ્યા પછી સૂરિજીને બહુ દુ ખ થયુ ત્યા તો એમનાથી બીજુ શુ થઈ શકે ? તરત જ અમને વિદ્યાર્થીઓને અને સાધુઓને બોલાવ્યા અને હવે પછી રેશમી વસ્ત્ર વાપરવુ જ નહિ એવો સૌએ નિર્ણય કર્યો

હિંસાના મેલથી ખરડાયેલા રેશમી વસ્ત્રને પવિત્ર શા કારણે ગણવામા આવ્યુ હશે અને ખાસ કરીને પરમ અહિંસાવાદી જૈન સમાજમા પણ એ રૂઢી શી રીતે દાખલ થઇ ગઈ તે વિષે સૂરિજી ઘણીવાર આશ્ચર્ય બતાવતા પછી તો તેઓ પવિત્ર ધર્મકાર્યમા પણ રેશમી વસ્ત્ર ન વાપરવાનો પોતાના શ્રોતાઓને ખાસ આગ્રહ કરતા

ભાગલપુરમા એમના બે–એક વ્યાખ્યાનો થએલાં

અધિકારીઓ અને નાગરિકો પણ સારી સંખ્યામાં આવેલા. સૂરિજીએ એ વ્યાખ્યાનોમાં જૈન દર્શનના કર્મ-વાદ ઉપર થોડો પ્રકાશ પાડેલો એમ કંઈક યાદ આવે છે.

પ્રાચીન અંગની રાજધાની–ચંપાપુરીની યાત્રા અહીંથી જ કરી આવ્યા. પટણામાં પણ સૂરિજી અને એમની સાથેનો સમાજ ઠીક ઠીક રોકાયો હતો–ઐતિ-હાસિક સઘળાં જ સ્થાનોની સ્પર્શના કરી હતી. રાજગ્રહી, પાવાપુરી, નાલંદા, ક્ષત્રિયકુંડ, કાકંદી જેવાં પ્રાચીન અને પવિત્ર તીર્થધામમાં સૂરિજીની સાથે અમે જે આનંદ અને ઉલ્લાસ અનુભવ્યાં હતાં તેનું વર્ણન કરવા જતાં વિષયાંતર થઇ જાય, એટલે એ લોભ અહીં જતો કરવો પડે છે.

## ( ૧૬ )

## પદવીપ્રદાન



પંડિત શ્યામસુન્દરાચાર્યો વૈશ્ય ! મૂળ નામ શ્યામસુંદર ઘણું કરીને મથુરા તરફના અને જાતે વૈશ્ય. કપાળમાં મોટું રામાનુજ સંપ્રદાયનું દ્વિરંગી-સફેદ આભ-વાળું અને કુંકુમવર્ણું તિલક, કદાવર-ચોણાશાહી શરીર અને જેના પ્રત્યેક પગલે પૃથ્વી તાલ પૂરતી હોય તેવી ચાલ હજાર-બે હજાર માણસોના શંભુ મેળામાંથી શ્યામસુંદરને તારવી કાઢવા હોય તો એ કરતાં વધુ ઓળખાણ આપવાની જરૂર ન રહે. મુનિજીના એ ખાસ ભક્ત અને પ્રેમી હતા. અમારા વિદ્યાર્થી સમુદાયના એક આશ્ચર્યચિહ્ન જેવા હતા. સ્વભાવે સરળ અને વાણીમાં પણ મીઠાશ. બાજરાની સાથે બાજરું અને પંડિતોની વચ્ચે પંડિત ! આ

શ્યામસુંદર કાશીમાં કયાં રહેતા, શું કામ કરતા અને પાઠશાળામાં કેવી રીતે આવી ચડ્યા એ પ્રશ્નો અમને સ્ફુરે ખરા, પણ એની પંચાતમાં ઉતરવાનું અમને પ્રયોજન નહોતું.

એકવીશ વર્ષની વયે તો એમણે કક્કો શીખવો શરૂ કરેલો—વીસ વર્ષ પહેલવાનીમાં ગાળ્યા પછી રામઃ રામૌ રામાઃ ગોખવા માંડેલું. આખો દિવસ અખાડામાં કાઢવો, કુસ્તી કરવી—દંડ કાઢવા અને રાત્રે લોથ પોથ થઈને—અચ્છી તરેહથી ખાઈ—પીને સૂઈ જવું એ સિવાય બીજો કામધંધો નહોતો. એકવીસમે વર્ષે આંખ ઉઘડી. શરીરની જેમ મન અને બુદ્ધિ પણ કેળવવી જોઇએ એમ થયું. પોતે વિવાહિત હતા, પણ અખાડાના ઉસ્તાદે સ્ત્રીના સહવાસ અને સંપર્કથી પણ આઘે રહેવાનો ગુરૂમંત્ર આપેલો એને શ્રદ્ધા અને ચીવટથી બરાબર વળગી રહ્યા હતા. સ્વસ્થ, બળવાન—કાંતિમાન દેહમાં રહેલા મન અને બુદ્ધિ પણ હજી કટાયા વિનાનાં રહ્યાં હતાં તેથી મોટી ઉમ્મરે ભણવાનું શરૂ કરવા છતાં થોડા જ સમયમાં કાશીના સામાન્ય શાસ્ત્રીસમાજમાં એમણે નામ કાઢયું.

જેણે શરીરને કેળવવામાં જીંદગીના આરંભનાં અમૂલ્ય વર્ષો વીતાવ્યા હોય તેને શરીર સાથે સારી લેણાદેવી હોય—બુદ્ધિની દલીલો ન ફાવતી હોય ત્યાં એવા શરીરધારી બાવડાની બાંય ચડાવે એટલે અડધી સફળતા તો મળી જ જાય! પં. શ્યામસુંદર શરીરબળનો ભાગ્યે જ ઉપયોગ કરતા. પણ અમને ઘણીવાર એમ લાગતું કે શાસ્ત્રીઓની

ગમે તેટલી મોટી શાસ્ત્રાર્થ સભામા પ્રતિસ્પર્ધીને શ્યામ સુન્દરાચાર્ય યુક્તિ–પ્રમાણથી નહિ તો અ ગબળ અથવા કઠબળથી મહાત્ કર્યા વિના ન રહે સ્વ રામમિશ્રજીના એ એક અગ્રગણ્ય શિષ્ય હતા થાક, કષ્ટ કે નિરાશાને એ ઓળખતાજ નહોતા

શ્રી વિજયધર્મસૂરિજી કાશીમા ફરીવાર પ્રવેશ્યા અને એમનો સારો સત્કાર થયો ત્યારે પ શ્યામસુ દરના દીલમા, શ્રી ધર્મવિજયજી મહારાજને શાસ્ત્રવિશારદ જૈનાચાર્યની પદવી, હિ દુસ્તાનના સમસ્ત પ્રતિષ્ઠાસપન્ન પ ડિતોની તરફથી આપવાની ભાવના જાગી 'અને શ્યામ-સુ દગચાર્યના દિલમા જે સ્ફુરણ થયુ તેને સાકાર બનાવવા માટે જમીન–આસમાન એક કરવા પડે તો પણ તેને માટે તે તૈયાર જ હોય એમના સ્વભાવમા રહેલા આગ્રહની એક વાનગી આપુ

સૂરિજીએ એકવાર મને કહ્યુ "તુ બીજુ રહેવા દે, તર્કસ ગ્રહ ભણી લે" સૂરિજી પોતે એનુ એકાદ પૃષ્ટ સમજાવતા પછી એનુ મનન–ચિ તન કરવા બેસુ ત્યારે વાચેલુ બધુ જાણે વરાળ બનીને ઉડી ગયુ હોય એમ લાગે પાઠશાળામા પ ડિતો તો ઘણા હતા, ભણેલા મોટા વિદ્યાર્થીઓ પણ હતા. એમની પાસે સમજવા જવામા કઇ બહુ વાધો નહોતો પણ એમને કદાચ એટલો અવકાશ ન હોય એમ ધારીને મે પ ડિત શ્યામસુ દગચાર્યનુ એક દિવસે શરણ શોધ્યુ

પંડિતજી અમારી અગ્રેજી કોઠીમાં સૌથી નીચેના ભાગમાં–ભોંયરામાં, એક અર્ધપ્રકાશિત ઓરડીમાં જુની પાટ ઉપર પડ્યા રહેતા. પાટ ઉપર જાજમ કે ગાદલું-ગોદડું હોવું જ જોઇએ એવું કોઈ બંધન એમણે નહોતું સ્વીકાર્યું. માત્ર ઓઢવા માટે એક પાતળું–ઝીણું વસ્ત્ર પગ પાસે રહેતું.

સૂરિજી અમને–વિદ્યાર્થીઓને સૂતા–સૂતા વાંચવાની કે આડે પડખે પડીને વાંચવાની મનાઈ કરતા. આશય તો એ જ હશે કે એ રીતે વાંચવાથી આળસ્ય આવે અને વાંચેલું ભૂલી જવાય. શ્યામસુંદરાચાર્યજી મોટે ભાગે એમની ઓરડીમાં સૂતા–સૂતા વાંચતા હોય.

એક દિવસે મેં પૂછ્યું: “ શાસ્રીજી, આમ વાંચતાં ઉંઘ નથી આવતી ! ”

“ નહિ, બચ્ચા. ઉંઘ તો હું આ પછેડીમાં જ મૂકી છાંડું છું. મને જ્યારે ઉંઘની જરૂર લાગે ત્યારે એ પછેડીની સોડ તાણું છું. અને કાચી ઘડીમાં ઘસઘસાટ ઉંઘી જઉં છું. ”

શરીર અને મન ઉપર એમનો અજબ કાબુ હતો. બન્ને સુસ્થ અને સહકારપરાયણ હતા.

થોડીવારે તર્કસંગ્રહની મેં વાત કાઢી:

“ શાસ્રીજી, પર્વતો વહ્નિમાન્ એ બધું મારાથી નથી સમજાતું.”

"યે ક્યા બચ્ચા ' વિદ્યાર્થીઓને શાસ્ત્રીજી પોતાના બાળકતુલ્ય જ લેખતા અમારી નિરાશા કે નાશીપાશી જોઇને તેઓ જાણે ગળગળા થઇ જતા હોય તેમ અમારા દુખમા ભાગ લેતા એમણે તર્કસંગ્રહની ભૂમિકા સમજાવવી શરૂ કરી

પદર–વીસ મીનીટ સુધી ધોધમાર વાણીપ્રવાહ ચલાવ્યા પછી એમણે પૂછ્યુ "બચ્ચા, હવે તો સમજાય છે ને ?"

"નહિ શાસ્ત્રીજી, કુચ્છ સમજમે નહિ આયા !"

જાણે શાસ્ત્રીજીને પોતાને વિષે ભારે ધિક્કાર છૂટ્યો હોય–પોતાની સમજાવવાની શક્તિનુ ભારે અપમાન થયું હોય એમ છ છેડાઇને તેઓ પાટ ઉપર એકદમ બેઠા થઈ ગયા બોલ્યા

"યે ક્યા બાત હૈ, બચ્ચા ? અભી સમજમેં નહિ આયા ?"

પછી તો એમણે હેતુ, ઉદાહરણ, પક્ષ, વ્યાપ્તિ જેવું ઘણુ ઘણુ કહી નાખ્યુ લગભગ અડધો કલાક યુક્તિઓનો મારો ચલાવ્યો

"લેકીન, શાસ્ત્રીજી, અભી પૂગ સમજમેં નહિ આયા !"

આટલી હદે પહોચ્યા પછી શાળાનો કોઈ પણ શિક્ષક, એકાદ તમાચો ચોડી કાઢયા વિના ન રહે શ્યામસુદરજીની આખોમા પણ ઓછો સંક્ષોભ નહોતો.

કમાન છટકે તેમ શ્યામસુંદરાચાર્ય એક છલાંગ ભેગા પાટ નીચે ઉતરી પડયા. બરાબર મારી સામે જમીન ઉપર બેસીને રોષ તથા કરૂણાના મિશ્રસ્વરમાં સમજુતી આપવા માંડી. શ્યામસુંદરજીની એવી પાકી માન્યતા હતી કે શિક્ષણની આ છેલ્લી ભૂમિકા ઉપર આવી પહોંચેલા વિદ્યાર્થીએ પૂરેપૂરી વાત સમજી જ લેવી જોઇએ.

પંડિતજીને અન્યાય ન થાય, એમને અપમાન ન લાગે એટલા સારૂ પણ તે દિવસે તર્કશાસ્ત્રનો પાઠ સમજાયો છે એમ મારે કહેવું પડયું.

એમના ગુરૂજીના સંબંધમાં પણ તેમણે એવી જ એક વાત કહેલી: કાશીની ટાઉનહોલ–સભાવાળી વાત ટુંકામાં કહેવાઈ ગઇ છે.

તે દિવસે શ્રી શ્યામસુંદરે જ્યારે સાંભળ્યું કે પોતાના ગુરૂજીને સભા વચ્ચેથી ઉઠીને ચાલી જવાની ફરજ પડી હતી ત્યારે એમને નખથી શીખ પર્યંત ઝાળ લાગી હતી. બુદ્ધિશાળી ગણાતા ભેજાઓને હવે બાહુબળનો પરચો બતાવવો જ જોઇએ એવો નિર્ણય કરીને તેઓ ગુરૂજી પાસે પહોંચ્યા.

"સાંભળ્યું કે, ગુરૂજી,! પંડિતોએ ટાઉનહોલની સભામાં આપનું અપમાન કર્યું છે. ખરી વાત છે?" ક્રોધથી ધમધમી રહેલા–લાલચોળ બનેલા મુખમાંથી આગના તણખા જેવા ઉદ્ગાર નીકળ્યા.

"અપમાન !" ગુરૂજીએ શબ્દનો અવગણનાપૂર્વક પુનરૂચ્ચાર કર્યો શિષ્યના ક્રોધ સામે એટલી જ ઠંડકથી શાસ્ત્રીજીએ જવાબ વાળ્યો. "એ બિચારા મારૂ શુ અપમાન કરવાના હતા ! અને ટાઉન હોલની સભા તે વળી શી ખીસાતમા હતી ! એના કરતા પણ મોટી મોટી સભાઓમાથી મને બહાર નીકળી જવાની ફરજ પડી છે–(અર્થાત હમ તો બડી બડી સભામે સે ભી નીકાલે ગયે હૈ–યે સભા કોનસી બડી બાત હૈ ?)"

સભા નાની હતી અને ગુરુજીને તો મોટામા મોટી સભામાથી નીકળી જવુ પડ્યુ છે, એટલા બધા ગુરુજી મહાન્ છે એ ખુલાસો સાભળી શ્યામસુદર શાત થયા ગુરુની મહત્તા અને સભાની ક્ષુદ્રતા એમને હૃદયગમ થઈ

નાની સભાના અપમાનને તેઓ અપમાન નહોતા માનતા એ વિષયમા એમનુ અકગણિત આ દુનિયાના ગણિતથી ઘણુ જુદુ પડતુ પાછળથી જ્યારે એમને સમજાયુ કે નાની સભામા કે મોટી સભામા પણ અપમાન તો એકસરખુ જ ગણાય છે ત્યારે તેઓ ગુરુજીવાળી વાત સભારી ખડખડાટ હસી પડતા બળ, બુદ્ધિ સાથે બાળકની સરળતા અને મીઠાશનો સ્વાદ અમને ઘણીવાર ચાખવા મળતો પોતાના નિર્ણયમા તેઓ એટલા જ અડગ અને મનસ્વી હતા

સૂરિજીને આચાર્યપદવી આપવાનો નિશ્ચય કર્યા પછી એમણે એક મોટા કાગળ ઉપર સંસ્કૃત વાણીમાં, પુરાતન શૈલીમાં, શ્રી ધર્મવિજયજીને આચાર્ય પદવી આપવાની શા સારૂ જરૂર છે તે લખ્યું અને એ દસ્તાવેજ નીચે વિખ્યાત પંડિતોની સહીઓ લેવા માંડી.

પદવીપત્ર અહીં ફરી વાર નથી ઉતારતો. એક–બે વાર એ પ્રકટ થઈ ગયો છે. ધર્મવિજય મહારાજ મહાન્ પુરૂષ છેઃ વિરોધ અને કલેશથી હંમેશા દૂર રહે છે, જૈન વૈષ્ણવ અને શૈવ વિદ્યાર્થીઓને પણ પુત્રોની જેમ ભણાવે છે, પગપાળા વિચરે છે, કુંભમેળા વખતે ત્રિવેણી સંગમ ઉપર મળેલી સનાતન ધર્મ મહાસભામાં–જગન્નાથપુરીના શંકરાચાર્યજીના અધ્યક્ષ-પણા નીચે મળેલી સભામાં પણ જેમણે ખુલ્લે દિલે પ્રવચન કર્યું છે એવા પુરુષને આપણે સર્વ પંડિતોએ શાસ્ત્રવિશારદની પદવી આપી અભિનંદવા જોઇએ. એ આ પ્રતિષ્ઠાપત્રનો મુખ્ય સૂર હતો.

કલકત્તા, નવદ્વીપ, પૂર્વસ્થલી, ભટ્ટપલ્લી, કાશી દર-ભંગા આદિ શહેરોના અગ્રગણ્ય પંડિતોએ એની ઉપર પોતાની સમ્મતિસૂચક સહીઓ કરી હતી.

એક માત્ર કાશીના મહામહોપાધ્યાય શ્રી શિવકુમાર શાસ્ત્રીની સહી ન મેળવી શકાઈ. શ્યામસુંદરાચાર્યે ઠેક-ઠેકાણે રઝળીને, સહીઓ મેળવવામાં અથાગ પરિશ્રમ લીધો હતો. માત્ર શિવકુમારજી પાસે એમનું જાદુ ન

ચાલ્યુ બે–ત્રણ વાર એ પંડિતજીના પગથિયા ઘસી આવ્યા આખરે શિવકુમાર શાસ્ત્રીથી ન રહેવાયુ એમણે કહી દીધુ

" જુઓ, શ્યામસુંદર, ગંગાનુ પાણી પવિત્ર છે પણ તે જો મરેલા કૂતરાના દેહમા પડ્યુ હોય તો તે અપવિત્ર થઇ જાય છે ધર્મવિજયજી મહારાજ પવિત્ર પુરુષ હશે, એમનો ઉપદેશ પણ પાવનકારી હશે, પરંતુ તેઓ જૈન હોવાથી એ પવિત્ર ઉપદેશ પણ મલિન બની જાય છે. એમને અભિનંદવાનુ મારાથી નહિ બની શકે "

શ્યામસુંદરજીને એ અપમાન હાડોહાડ ઊતરી ગયુ હતુ, પણ ક્રોધ અને નિરાશાને મુક્ત હાસ્યમા ધોઇ નાખવાની અજબ કળા એમને વરી હતી ગુસ્સે થવુ જોઇએ તે વખતે તેઓ ખડખડાટ હસી પડતા એ હાસ્યમા અંતરની વરાળ અમે પરખી લેતા

શિવકુમાર શાસ્ત્રી તો કાશીનુ નાક કહેવાય શ્યામસુંદરજીએ માનેલુ કે બીજા શહેરો અને ગામો, વિદ્યાપીઠો અને પાઠશાળાના પ્રતિષ્ઠિત અધ્યાપકો વિગેરેની સમ્મતિ શિવકુમારજી જોશે ત્યારે તેઓ પોતે પોતાની સહી કરવા પ્રેરાશે નિયમ તો એવો હતો કે પહેલા કાશીમા શિવકુમાર શાસ્ત્રીની સહી થવી જોઇએ એમના વિરોધીઓ પણ શિવકુમારજીના પાંડિત્ય અને મેધાના સહસ્રકંઠે ગુણગાન કરતા માત્ર એમની નિર્મમ–નિષ્ઠુર સાંપ્રદાયિકતા–રૂઢીજડતા ઘણી ભયંકર ભાસતી.

શ્રી સૂરિજીના આ પ્રતિષ્ઠાપત્રમાં પણ એ જ રૂઢી-જડતા આડે આવી. શ્યામસુંદરજીને એથી ખૂબ ગ્લાનિ થએલી. આવો વિદ્વાન પુરુષ પણ જૈન સાધુના પુરુષાર્થ, તપ અને વિદ્યાપ્રેમને સમજી શકતો નથી તેથી તેઓ ખૂબ ખિન્ન થઈ ગએલા. ખિન્નતાની વ્યથાથી કોઈ કોઈ વાર તેઓ બોલી જતા : "એને શિવકુમાર કોણ કહે છે ? એ તો શિશુમાર છે ! "

શિવકુમાર શાસ્ત્રીએ કદાચ એમ માની લીધું હશે કે પોતે સમ્મતિ નહિ આપે એટલે પ્રતિષ્ઠાપત્ર અને પદવીદાનનો ઉત્સવ વ્યર્થ જશે. પણ બીજી સેંકડો સહીઓ થઈ ચૂકી હતી. એક શિવકુમાર રીસાઇ બેઠા તેથી શું થઇ ગયું ?

કાશી આર્યાવર્ત્તનું પુરાતન વિદ્યાપીઠ છે. અહીં જાણીતા-અજાણ્યા, ત્યાગી-તપસ્વી, સ્વાધ્યાયી અનેક પંડિતો વસે છે. એમની જરૂરીઆતો એટલી ઓછી હોય છે અને પોતાનાં વર્તુલોમાં એવા સુંઝાયેલા રહે છે કે એમની વિચારશૈલી જાણ્યા પછી દરેક મુનિને પોતાનો સ્વતંત્ર મત હોય છે-કોઇ બે મુનિઓ એક વિષયમાં સમ્મત નથી એ પ્રકારની ઉક્તિમાં રહેલો અર્થ સમજાય છે. આટલા વિદ્વાન શાસ્ત્રીઓ પોતાનું એક નાનું સરખું સંગઠન નથી કરી શકયા એનું પણ એ જ કારણ છે. એક જ શાસ્ત્રી જો ડાબે પડખે સૂતો હોય તો તેનો જૂદો અભિપ્રાય હોય અને જો જમણે પડખે સૂતો હોય

ન્તો પણ જૂદો મત આપે કાશીના પડિતો વિષે એવી મતલબની એક દતકથા પણ ચાલે છે

જ્યા પ્રમાણપત્રો અને સમ્મતિઓ દક્ષિણાના બળે મેળવી શકાતી હોય ત્યા એક શાસ્ત્રીનો નકાર બહુ મોટી વાત ન ગણાય શિવકુમાર શાસ્ત્રીએ જો પોતાના સાથીઓ અને કાશીના બીજા પડિતોની સાથે ચર્ચા કરી હોત અથવા તો જૂના વહેમોને ખખેરી નાખીને પરિસ્થિતિ વિચારી હોત તો શ્રી સૂરિજીને સન્માનવામા કાશીનો શાસ્ત્રીસમુદાય વસ્તુત પોતાને જ સન્માને છે એમ લાગત પણ જૈનો અને બ્રાહ્મણો વચ્ચેના મધ્યકાલીન દ્વેષભાવનો કઇક વારસો શિવકુમારને મળી ગએલો તેને લીધે તેમણે પ્રતિજ્ઞાપત્ર ઉપર સમ્મતિસૂચક સહી તો ન કરી પણ બની શકે તો નાનુ વાવાઝોડુ ઊભુ કરવાનો એમણે નિરધાર કર્યો

( ૧૭ )

## કાશી જીવનનો છેલ્લો ઝબકારો

તે દિવસોમાં સાંભળેલી વાત જો સાચી હોય તો શ્રી શિવકુમાર શાસ્ત્રી વિગેરે કાશીનરેશ પાસે પહોંચ્યા. કાશી–નરેશની તળ કાશી ઉપર હકુમત નહોતી–કાશીના રાજવી તો કેવળ નામના જ હતા. પણ સનાતની પ્રજામાં, સનાતની શાસ્ત્રીઓમાં એક બ્રાહ્મણ–હિન્દુ રાજા તરિકે કાશીનરેશની ખૂબ પ્રતિષ્ઠા હતી. દરભંગાના અને કાશીના મહારાજા હિંદુ ધર્મના મહાન્ પૃષ્ટપોષક ગણાય છે. આવો વૈદિક ધર્મનો અગ્રગણ્ય મોવડી, કાશીની જૈન પાઠશાળામાં પગલાં માંડે, જૈન મુનિને આચાર્યપદવી આપવાના વિધિમાં રાજીખુશીથી સહયોગ આપે તો શિવકુમાર જેવા શાસ્ત્રીઓને જાણે કે પ્રલયનાં અંધારાં પૃથ્વી ઉપર ઉતરી આવતા હોય એમ જ લાગે. તેઓ જે સંસ્કાર અને સંકોચની દુનિયામાં રહેતા હતા તે ઉપરથી એમની વેદનાનો કંઇક ખ્યાલ આજે આવે છે.

કવિવર ટાગોરે અચલાયતન નાટકમાં એવું જ એક ચિત્ર આલેખ્યું છે. આશ્રમની જે એક બારી કોઇ દિવસ

નહોતી ઊઘડતી–ઉઘાડવામા જ નહોતી આવતી તે એક વિદ્યાર્થીએ કુતુહલવશ બની ઊઘાડી નાખી આખા આશ્રમે તે દિવસે વિજળીનો આચકો અનુભવ્યો સૌ એક જ વાત કહેવા લાગ્યા હજારો વર્ષથી જે બારી નહોતી ઉઘડતી તે ઉઘાડાય જ કેમ ? બસ, આશ્રમ ઉપર દૈવીકોપ ઉતરવાનો

આ શાસ્ત્રીઓ પણ એમ જ માનતા જૈન મદિરમા, જૈન પાઠશાલામા હિંદુ ધર્મના એક ધજાધારીથી જવાય જ કેમ ! અને જો જાય તો હિંદુધર્મ ઉપર ભયકર આફતના ઓળા ઉતરતા કોણ રોકી શકે ?

શિવકુમારજી કાશીનરેશને કરગરીને કહેવા લાગ્યા· "કૃપા કરીને આપ જૈન પાઠશાળામા પગ ન મૂકશો "

કાશીનરેશ વચન આપી ચૂક્યા હતા એમને પોતાને પાઠશાળા જોવાની અને સૂરિજીનો સપર્ક સાધવાની પૂરી ઇચ્છા હતી સૂરિજીના એક દિવસના થોડા સહવાસે, અંતરની નીખાલસતાએ, એમને આકર્ષ્યા હતા કાશીનરેશની પધરામણીની માત્ર ઘડીઓ જ ગણાતી હતી

પાઠશાળાનુ મકાન ધજા–પતાકાથી શણગાર્યું હતુ ઠઠેરી બજાર અને નદનશાહુ મહોલ્લાના વેપારીઓ તથા અધિવાસીઓ, જાણે કે કાશીનરેશ પોતાના આગણે જ પધારવાના હોય તેમ પોતાની દુકાનો શણગારીને એમની રાહ જોતા હતા એટલામા અફવા ઊડતી સભ-

ળાઈઃ " શિવકુમારજી કાશી મહારાજા પાસે પહોંચ્યા છે. ઘણું કરીને એમને અહીં આવવા નહિ દે."

એમ મહારાજા ઉપર એક શાસ્ત્રીનું વર્ચસ્વ વર્તે એ અમને અસંભવિત લાગ્યું. બહુ બહુ તો કાશીનરેશે જૈન સભામાં કંઇ વધારે ન બોલવું–સનાતન વૈદિક ધર્મની અખ્યાતિ થાય, જૈન ધર્મની પ્રતિષ્ઠા વધે એવું ન બોલવું એમ શાસ્ત્રીજી એમને સમજાવશે ; અને કદાચ એટલેથી જ સમાધાન થઇ જશે એવી કલ્પના થયેલી.

નરેશ અને શાસ્ત્રીજી વચ્ચે શી વાતચીત થઇ હશે તે બરાબર જાણવા નથી મળ્યું. પરંતુ એમ કહેવાય છે કે શાસ્ત્રીજીએ સનાતન ધર્મ ભારે ભયમાં આવી પડશે, જૈનોની પાઠશાળામાં કાશીનરેશના પગલાં થતાં જ આજ સુધીની, યુગસંચિત પ્રતિષ્ઠા પાણીમાં મળી જશે એવી મતલબની બીક બતાવી અને કાશીનરેશને શરમે ભરમે પણ એ માનવી પડી.

કાશીનરેશના નામનાં આમંત્રણો નીકળી ચૂકયાં હતાં–તેઓ આ અધિવેશનમાં પ્રમુખસ્થાને બેસવાના છે એમ જાહેર થઈ ચૂકયું હતું અને પાઠશાળાનું વિશાળ ચોગાન પ્રેક્ષકોથી ભરચક ભરાઇ ગયું હતું.

આવી સ્થિતિમાં આખો કાર્યક્રમ કેમ બદલાવવો એ એક વિકટ પ્રશ્ન થઇ પડ્યો. એક–બે દિવસ અગાઉ આવો કોયડો ઊભો થયો હોત તો નીરાંતે એનો ઊકેલ આણી શકાત. પણ સભાને દિવસે, સભાના આરંભસમયે જ કટોકટી ઊભી થઈ.

એટલામા " બોમ ! બોમ ! મહાદેવ ! " ના હર્ષ-ધ્વનિ દૂર દૂર ઊઠતા સભળાયા સાકડી ઠેઠેરી ગલીમાં વાહન આવી શકતા નહિ તેથી રાજા–મહારાજા અને અમીરો પાલખીમા બેસીને પસાર થતા. પાલખી બાદશાહી ઢબથી પસાર થતી હોય અને એમા ખાસ કરીને હિંદુ ધર્મના કોઇ આગેવાન બેઠા હોય તો એમને અભિનદવા રાહદારીઓ તથા દુકાનદારો " બોમ ! બોમ ! મહાદેવ ! " ના હર્ષનાદ કરતા

પાલખી પાઠશાળામા આવી ત્યારે જ જણાયું કે એમા કાશીનરેશ નહોતા નરેશને બદલે એમના યુવરાજ હતા ઘણુ કરીને નરેશના ગૃહસ્થમત્રી–શ્રી વિદ્યેશ્વરીપ્રસાદે જ એ પ્રકારનો તોડ ઉતાર્યો હશે તેઓ પોતે પણ મુનિજીના સ્વભાવ અને તપસ્વીતા વિષે બહુમાન ધરાવતા એમને આ પ્રમાણે કાર્યક્રમ પલટાવવો પડયો, મહારાજને બદલે યુવરાજને મોકલવા પડયા તેથી દુ:ખ થએલુ પરતુ તેઓ નિરુપાય હતા

કાશીનરેશ અમારી પાઠશાળામા ન આવી શકયા, જાહેર કરેલા કાર્યક્રમને અમલમા ન મૂકી શકયા તે બદલ તે દિવસોમા અમને પણ દુ ખ થએલુ એમણે પહેલેથી જ પોતાની અશક્તિ જાહેર કરી હોત તો અમને આટલુ માઠુ ન લાગત બીજા શાસ્ત્રીઓની સલાહ લીધી હોત તો કદાચ તેઓ પાઠશાળામા જવાની સલાહ આપત પણ જેઓ પ્રથમથી જ અમારી પાઠશાળાના

અને ખાસ કરીને શ્રમણસંસ્કૃતિના વિરોધી હતા તેમની સલાહ તેમણે સાંભળી; જૈન પાઠશાળામાં જવાથી સનાતન વેદિક ધર્મને ભારે હાનિ વેઠવી પડશે એમ માની લીધું. એ જોઇને અમને બહુ લાગી આવ્યું.

આજે જ્યારે એ ઘટના વિચારીએ છીએ ત્યારે એ વ્યથા પણ હાસ્યજનક લાગે છે. કાશીનરેશ આવ્યા તો શું અને ન આવ્યા તો પણ શું થઇ ગયું ? નરેશ પધાર્યા હોત તો જૈન પાઠશાળાની વાહવાહ બે દિવસ બોલાઈ જાત ! અમારા વિરોધીઓના મોં ઉપર સહેજ ઝાંખપ આવી જાત એટલું જ કે બીજું કંઇ ? પાઠશાલાની આંતરિક પ્રગતિને અને કાશીનરેશના આગમનને કંઇ સંબંધ હતો જ નહિ.

સંપ્રદાયોને જે રાજાશ્રય મળતો અને તેને લીધે સંપ્રદાયોના પ્રચારને જે વેગ તથા તેજ મળતાં તેનાં ચિત્રો એ વખતે અમારાં હૃદયમાં અંકાએલાં પડ્યાં હતાં. એટલે જ અમને કાશીનરેશના આગમનની કંઇક ઝંખના રહ્યા કરતી. પણ એ તો માત્ર મનોરથો હતા. સૂરિજીના પોતાના પુરુષાર્થ અને અદમ્ય ઉત્સાહને લીધે પાઠશાળાની જે પ્રતિષ્ઠા બંધાઈ ચૂકી હતી તે તો કોઇથી પણ મિથ્યા થઇ શકે તેમ નહોતું. કાશીનરેશ પોતે ન આવ્યા તો કઇં નહિ, એમના યુવરાજને પોતાના પ્રતિનિધિ તરિકે મોકલ્યા એટલું શું બસ નથી ? એમ કહીને મનને મનાવી લીધું.

પદવીદાનનુ સભાકાર્ય બહુ જ શાંતિથી ચાલ્યુ. યુવરાજ એમના પિતાના યોગ્ય પ્રતિનિધિ છે અથવા તો કાશી-નરેશ શ્રી પ્રભુનારાયણસિંહ પોતે જ છે એવી છાપ સભાના સંચાલકોના દિલમા અંકાઈ એમને જો વરરાજા વિનાની જાન જેવુ લાગ્યુ હોત તો સભાનો રસ ઘણે અંશે સોષાઇ જાત

સૂરિજીએ પણ પોતાની વિનમ્રતા એક તત્ત્વવેત્તાની શૈલીએ પોતાના વ્યાખ્યાનમા પ્રદર્શિત કરી મતમતાન્તરના વિગ્રહો હવે ઉપશમવા જ જોઇએ એ એમના વ્યાખ્યાનનો મુખ્ય સંવાદી સૂર હતો એક જૈન મુનિને આ પ્રમાણે સન્માનવામા કાશીના પંડિતો વસ્તુત પોતાની મહાનુભાવતા વ્યક્ત કરે છે એ સિવાય આ પદવીદાનનો બીજો કંઇ અર્થ નથી એમ પણ એમણે કહ્યુ

ટટ્ટુઓ જીવે છે ત્યા સુધી ભાર વહે છે સૂરિજીએ પોતાના વ્યાખ્યાનમા પોતે કેટલો ભાર ઇચ્છાએ-અનિચ્છાએ વહી રહ્યા છે તેનો ચોખ્ખો નિર્દેશ તો ન કર્યો. પણ આ પદવીનો ભાર ટટ્ટુ ઉપર અંબાડીનો ભાર છે એમ કહીને શ્રોતાઓની આંખો પળવાર આંસુભીની કરી દીધી

આ સભામા કાશીના કેટલાક પંકાએલા પંડિતો હાજર હતા સૂરિજીનો ભક્તસમુદાય પણ દૂરદૂરથી આવેલો તે દિવસે નિરભિમાનપણે જે વક્તૃતા સૂરિજીએ વહાવી તે સાભળીને પંડિતો અને બીજા આગંતુકો પણ ભારે

આશ્ચર્યમાં ડૂબી ગયા. સૂરિજીમાં વકતૃત્વ હતું તેના કરતાં પણ સહૃદયતા હજારગણી વધારે હતી. પાંડિત્ય કરતાં પણ સદ્‌ભાવ અને સમભાવની ધગશ એમની વાણીને અધિક ઓપ આપતી. પદવીદાનની આ સભામાં સૂરિજીનું વ્યક્તિત્વ સોળે કળાએ ખીલી નીકળ્યું હતું.

અમારા કાશી-જીવનનો એ છેલ્લો ઝણકારો હતો એમ કોઇ કોઇવાર લાગે છે. પાઠશાળાની કીર્તિ અને જાહોજલાલી લગભગ એની છેલ્લી સીમાએ પહોંચી હતી.

પ્રાંતેપ્રાંતમાંથી એને યથાશક્તિ સહાય મળતી તેમ આઘાતોને સહન કરી તે નવી શક્તિ પ્રકટાવતી. પણ યૌવનવય પૂરું થતાં પહેલાં અકાળે વૃદ્ધત્વનાં ચિહ્ન જણાય તેમ આ સંસ્થાને પણ અજાણ્યા રોગાણુઓએ ઘેરી લીધી. જે સંસ્થા એક દિવસે જૈન વિદ્યાપીઠ બની શકે એવી શક્તિ ધરાવતી તે જૈનોની નામ માત્રની ધર્મશાળાના રૂપમાં પલટાઈ ગઈ.

નાનો સમાજ જેમ જલદી સંગઠિત થઇ શકે છે તેમ એને વીંખાતા પણ બહુ વાર નથી લાગતી. યશોવિજયજી પાઠશાળાની પ્રગતિ જેટલી ચમત્કારિક હતી તેટલી તેની અધોગતિ પણ આકસ્મિક હતી. સૂરિજીએ કેટલાંક અનિવાર્ય કારણોને લીધે, લગભગ સાત–આઠ વર્ષના સતત્ સંપર્ક પછી એનો ત્યાગ કર્યો. પણ જે સંસ્થા સમાજની હતી, અને જે સમાજહિતૈષીઓએ

દૂર દૂર રહીને ટીકાના શર ફેંકયા હતા તે સમાજે કે રમાજહિતૈષીઓએ પણ પછી એની સભાળ ન લીધી

× × × ×

સૂરિજીનુ મોટામા મોટુ જીવનકાર્ય–પાઠશાળા જો કે આજે સ્મૃતિશેષ બની છે, પણ આ પાઠશાળાને અગે સૂરિજીએ જૈન સમાજનો જે પ્રભાવ કાશીમા સ્થાપ્યો હતો તેના કેટલાક ચિત્રો હજી પણ ભૂલાતા નથી

સૂરિજી જ્યારે કાશીના રાજમાર્ગ ઉપર થઇને ભીલુપુર કે ભદૈનીના મદિર તરફ દર્શને જતા ત્યારે પરિચિતો અને અપરિચિતો પણ જાણે કે પોતાના ગુરુદેવને વદન કરતા હોય તેમ આઘે ઊભા રહીને બે હાથ જોડતા અને કહેતા "બાબાજી ! પ્રણામ !" સૂરિજી એમને જોઇને સસ્મિત ધર્મલાભ ઉચ્ચારતા

જૈનો–જૈન સાધુઓ પ્રત્યેની લોકભાવના થોડા જ વખતની અદર કેટલી પલટાઇ ગઈ હતી તેનુ સૂચન એમાથી મળી રહેતુ. સૂરિજીને અને એમની સાથેના સાધુ સમુદાયને, કાશીવાસીઓ પોતાના ભાઉ જેવા જ સમજતા થયા હતા પહેલાની સૂગ કે અસ્પૃશ્યતાની લાગણી લગભગ ભૂસાઇ ગઇ હતી

ભદૈની ઘાટ ઉપર આવેલા જૈન મદિરની યાત્રાએ સૂરિજી જ્યારે જતા ત્યારે મોટે ભાગે વિદ્યાર્થીસમુદાય એમની સાથે રહેતો ચાતુર્માસ પૂરુ થયે સૂરિજી ભદૈની

ઘાટ ઉપર આવેલી ધર્મશાળામાં એક-બે દિવસ સ્થિરતા કરતા ત્યારે પણ અમને સૌને એમની સાથે રહેવાનું સદ્‌ભાગ્ય મળતું. ભદૈની ઘાટ અને મંદિરનો અહીં એટલા સારુ ઉલ્લેખ કર્યો છે કે કોઈ પણ યાત્રિક જેનામાં રસ કે સૌંદર્યની થોડી પણ અભિરુચિ હોય તે એક વાર આ મંદિરના દર્શને આવે અને મંદિરના ચોગાનમાં ઊભો રહીને આસપાસનું દૃશ્ય નીહાળે તો તે જીવનભર એની સ્મૃતિ સાચવી રાખે. મંદિરના પાયાને અહોનિશ પખાળતી ગંગા નદી અને આસપાસના ઘાટ ઉપર સૂર્યના કિરણોથી છંટાતા દેશ-પરદેશના યાત્રિકો, નાની હોડીમાં બેસીને જતા-આવતા શોખીનો અને શ્રદ્ધાપૂર્વક સ્નાન કરતાં, પાપને ધોઈ નાખવાની ઉત્સુકતાવાળા ભદ્રિક સ્ત્રી-પુરુષોના સમુદાયની નિર્દોષતા સદાને માટે સ્મરણ પોથીમાં અંકાઈ જાય.

સૂરિજી કાશીની ભરવસ્તીમાં એકલા હતા. એમને પોતાની ચિંતા કે ગ્લાનિ કહી સંભળાવવાનું એકકે સ્થાન નહોતું. આજે હવે જ્યારે એમની ચિંતાગ્રસ્ત મુખમુદ્રા યાદ કરું છું અને વિદ્યાર્થીઓને સંગાથમાં રાખી ભદૈની ઘાટ કે ભેલુપુરની રમણીય તીર્થભૂમિ તરફ ધીમે પગલે ચાલ્યા જતાં જોઉં છું ત્યારે તેઓ જાણે કે શાંતિ અને સમાધાનીની શોધમાં શ્રી દેવાધિદેવ વીતરાગ પ્રભુનું શરણુ યાચવા જતા હોય એવી કલ્પના આવે છે.

કાશીના એ બે પવિત્ર–પુરાણા સ્થાનોમા સૂરિજીની હાજરીને લીધે નવજીવન આવ્યુ હતુ અને તે ઉપરાત કાશીથી થોડે દૂર આવેલા સિહપુરી અને ચદ્રાવતીના તીર્થક્ષેત્રોમા પણ પહેલા કરતા વધુ આકર્ષણ ઉમેરાયુ હતુ સૂરિજી અધ્યયન કે અધ્યાપનને જો કે મુખ્ય માનતા અને એટલા માટે જ કાશીમા આવીને રહ્યા હતા, પરતુ એમની તીર્થભકિત જ્ઞાનાનુરાગ કરતા કોઇ પ્રકારે ઓછી જ્વલત નહોતી

યશોવિજય પાઠશાળા ઉપર આફતના વાદળ ન ઘેરાયા હોત અને સૂરિજીને તત્કાળ કાશી છોડવાનુ ન સૂઝ્યુ હોત તો આજે સિહપુરી પાસે જેવુ બૌદ્ધ વિહાર ખડુ થવા પામ્યુ છે તેમ કદાચ સિહપુરી કે ચદ્રાવતીમાં જૈન સઘની કોઈ એક અદ્દભૂત જ્ઞાનસસ્થા ઊગી નીકળી હોત

( ૧૮ )

## દેવદ્રવ્યની ચર્ચા.

સૂરિજીએ કાશી છોડ્યું. અમારા જેવા કેટલાકોનો સંપર્ક પણ તે પછી છૂટી ગયો. જતાં જતાં એમણે કાશીમાં એક પશુશાળા સ્થાપેલી, આગ્રામાં જ્ઞાનમંદિર ઊભું કરેલું, જૈન સાહિત્ય પરિષદનું અધિવેશન પણ બોલાવેલું અને તે ઉપરાંત બીજી અનેક ઘટનાઓ બની ગઇ. સૂરિજીના સ્વભાવમાં આળસ્ય કે આરામ નહોતાં–ધર્મકાર્ય સંબંધી પ્રવૃત્તિઓમાં જ એમના જીવનનો મુખ્ય આનંદ હતો. પોતે લેખક નહોતા–લેખક હોવાનો દાવો એમણે કોઇ દિવસ નથી કર્યો, છતાં વિદ્વાનોની પરિષદમાં જ્યારે જ્યારે એકાદ નિબંધ મોકલવાનું આમંત્રણ મળતું ત્યારે તેઓ તેની ઉપેક્ષા કરી શકતા નહિ. પાશ્ચાત્ય તેમજ પૌર્વાત્ય પંડિતો સાથે એમનો પત્રવહેવાર સતત ચાલુ જ રહેતો. વકતૃત્વ અને સંસ્થા-સર્જન તો એમને સ્વાભાવિક થઇ પડ્યાં હતાં. માત્ર જેવા જોઇએ તેવા કાર્યકર્ત્તાઓ મેળવવાની મુશ્કેલી નડતી.

પણ અહી સૂરિજીના જીવનની નાની–મોટી ઘટનાઓનો સમાવેશ કરવાની નેમ નથી ગખી ઘટનાઓ સ્થૂલસ્વરૂપ હોવાથી એ ઝટ નજરે ચડે છે અને તેને મનફાવતો રગ આપી શકાય છે મૂળ વાત સ્વભાવ અથવા શક્તિની છે એક માણુસ પચાસ–સાઠ રૂપિયાની કીમતનું જાર–બાજરાનુ ગાડુ ભરીને જતો હોય તો એ સૌની નજરે ચડે–એની થોડી યાદગીરી પણ રહે. પરતુ ખીસ્સામા સો કે હજાર રૂપિયાની નોટ મૂકીને કોઈ જતુ હોય તો તે જોયુ–ન જોયુ થઇ જાય પણ એથી કરીને પેલો નોટવાળો નિર્ધન કે નમાલો છે એમ ન કહેવાય

આ મૈયા, ઉજમણા, પ્રભાવના, મહોત્સવો વિગેરેને પેલા ગાડા સાથે સરખાવી શકાય, જ્યારે વિચાર અને દૃષ્ટિને વિકસાવનારી શક્તિને નગદ–રોકડ રકમ તરિકે ઓળખાવી શકાય

પ્રસ ગ મળતા છૂપી શક્તિ ચમકી નીકળે છે સૂરિજી ગુજરાતમા આવ્યા ત્યા સુધી તેઓ ક્રાતિકાર તરિકે નહોતા ઓળખાયા. અને ખરુ કહુ તો સૂરિજી યુગક્રાતિ કે સુધારણામા બહુ શ્રદ્ધા નહોતા ધરાવતા તેઓ ઘણી વાર સ્વાત ત્ર્યમા સ્વચ્છ દ અને સુધારણામા દ ભ નીહાળીને ઊડો નિ શ્વાસ નાખતા

પણ સૂરિજીએ ગુજરાતમા પગ મૂકયો અને અચા-

નક જ આંધીની જેમ દેવદ્રવ્યની ચર્ચાનાં વાદળ ચડી આવ્યાં. અનિચ્છા છતાં સૂરિજી એ આંધીના વેગમાં સપડાયા. એમને રૂઢીવાદીઓનો વિરોધ કરવાની ફરજ પડી. તેઓ મૌન રહી શકયા હોત. પણ એ રીતે મૌન રહેવામાં એમને પોતાની શક્તિ અથવા સ્પષ્ટવકતૃત્વનો દ્રોહ થતો હોય એમ લાગ્યું.

આપણે સીધી સડકે ચાલ્યા જતા હોઈએ અને રસ્તામાં મોટો પાણો પડેલો જોઇએ તો આપણને એમ ન લાગે કે પાછળ આવતા રાહદારીઓનાં સુખ-સગવડ અર્થે, ઘડીવાર રોકાઇને પણ એ પાણો આપણે એક બાજુ ફેંકી દેવો જોઇએ ?

આપણા સમાજજીવનમાં તેમજ જેને ધાર્મિક જીવન કહીએ છીએ તેમાં ઠેકઠેકાણે રૂઢીઓના અસંખ્ય નાનાં-મોટાં પાણાં વીખરાયેલાં પડ્યાં છે. ભલે એ પગલે પગલે ઠેસે ચડતાં હોય-પીડતાં હોય તો પણ તે રસ્તાનો જ એક ભાગ હોય એમ માની આપણે મોટે ભાગે નીભાવી લઇએ છીએ. રૂઢી કે રિવાજમાં ફેરફાર કરવાથી રખેને શાસ્ત્રની કે પ્રભુની આજ્ઞાનો ભંગ થશે એવી બીક લાગે છે.

દેવદ્રવ્યની ચર્ચાનું આખું સ્વરૂપ તો અહીં રજૂ ન થઈ શકે. પણ દેવમંદિરો, તીર્થો, મૂર્ત્તિઓ નિમિત્તે આંખો મીંચીને ખૂબ દ્રવ્ય સંઘરવું જ જોઇએ-એ દ્રવ્યનો અમુક રીતે જ ઉપયોગ થવો જોઇએ એ રૂઢી સામે

સૂરિજીમા જે ક્રાંતિકાર આજ લગી છૂપો રહ્યો હતો તેણે સિંહનાદ કર્યો રૂઢી કેમ ન ફરે ? આપણે જ રૂઢીઓ પેદા કરી છે અને તે ભુંસવાનો કે તેની બીજી સુધારેલી આવૃત્તિ ઉપજાવવાનો આપણને પૂરો અધિકાર છે સૂરિજીના પોતાના જ શબ્દોમા એ વાત સાભળીએ –

" ધાર્મિક રિવાજો મનુષ્યકૃત રિવાજો છે અને ધાર્મિક રિવાજોમા હમેશા ફેરફાર થતા જ રહે છે આવા રિવાજોમા ફેરફાર કરવાથી પ્રભુની આજ્ઞાનો ભગ નથી થતો પ્રભુએ જ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે વર્તવાની આજ્ઞા કરી છે તે આજ્ઞા ઉપર જ ધ્યાન રાખીને કારણો ઉપસ્થિત થતા મહાન્ આચાર્યો, અને મ઼ઘો એવા ફેરફાર કરતા આવ્યા છે "

(૧) જૈન શ્રમણો પહેલા શ્વેત વસ્ત્ર પહેરતા એ જ શાસ્ત્ર આજ્ઞા હતી પણ શિથિલાચારે દેખાવ દીધો અને સાધુઓને એ રૂઢી ફેરવવી પડી શ્રી સત્યવિજય પન્યાસે વસ્ત્ર રગવાનો રિવાજ દાખલ કર્યો (૨) શ્રમણો પહેલા તો ક્ષેત્રના ગુણ જોઇ ચાતુર્માસ કરતા પણ તે પછી, ગુરૂની આજ્ઞા લેવી જોઇએ એમ નક્કી કરવામા આવ્યુ (૩) કલ્પસૂત્રની વાચના માત્ર સાધુઓ જ કરતા અને સાધ્વીઓ સાભળતી, પણ તે પછી સઘ સમક્ષ વાચવાની પ્રથા દાખલ કરવામા આવી. (૪) શ્રમણો વાસના દાંડા રાખતા પણ હવે તેને સ્થાને સીસમ, સાગ કે વડની વડવાઇ વપરાય છે જૈન સઘના સામાજિક કે ધાર્મિક રીત-રિવાજોમા

ફેરફાર જ ન થઈ શકતો હોત તો આ બધાં પરિવર્તનો ક્યાંથી આવ્યાં ? કેમ ટકી રહ્યાં ?

દેવદ્રવ્યના વિષયમાં પણ જૈન સંઘ ધારે તો પોતાની દેશ-કાળ સંબંધી પરિસ્થિતિ સમજી નવો રિવાજ કરી શકે. દેવદ્રવ્ય બરાબર જળવાવું જોઈએ એ વિષે તો બે-મત હતા જ નહિ. સૂરિજી પોતે એ સિદ્ધાંત ઘણી અસરકારક રીતે પ્રબોધતા.

પણ દ્રવ્ય સાધન બનવાને બદલે સાધ્ય બની જાય, એક સ્થળે દેવમંદિર જમીનદોસ્ત બનતું હોય તો પણ બીજા સ્થળવાળા દેવદ્રવ્યની લાખો રૂપિયાની સંપત્તિમાંથી રાતી પાઈ ખરચવાની ઉદારતા ન બતાવે; તારણહાર જેવા તીર્થો વેરાન બનતા જતા હોય, છતાં દેવદ્રવ્યને લોનોમાં, મિલના શેરોમાં રોકનારાઓના પેટનું પાણી પણ ન હાલે; એવું બધું જોઈને સૂરિજીનો પુણ્ય પ્રકોપ સળગી ઊઠતો. એટલે જ સામાન્ય પ્રસંગે વાણી ઉપર ખૂબ સંયમ રાખવાના અભ્યાસવાળા સૂરિજીએ આજની આખી પદ્ધતિ સામે સાત્ત્વિકભાવે પ્રહાર કર્યો છે.

"દેવદ્રવ્યની વૃદ્ધિ મંદિરો અને મૂર્ત્તિઓનાં સાધન માટે કરવાની છે, નહિ કે તેને રાખી મૂકવા માટે. દ્રવ્ય એ સાધન છે, સાધ્ય નથી. જે ગૃહસ્થો દ્રવ્યને સાધન ગણવાને બદલે સાધ્ય તરિકે ગણી રાખે છે એમનું દ્રવ્ય નકામું છે. તો પછી ધાર્મિક દ્રવ્ય માટે એ વાત તો ખાસ કરીને ધ્યાનમાં લેવાવી જ જોઈએ."

ચર્ચાની ખાતર ચર્ચામા ઉતરવાનો સૂરિજીનો સ્વભાવ નહોતો, પણ એમણે તો પોતાના વિહાર દરમિયાન હજારો પ્રાચીન મંદિરોને જીર્ણ-શીર્ણ બની ગએલા નજરે નીહાળ્યા હતા, એવા જિનમંદિરો જોયા હતા કે જ્યા મહિના-છ મહિનાનો કચરો કાઢનાર પણ કોઇ નહોતુ જ્યા આપણા શિર ઝુકતા ત્યા પારવગરની આશાતનાઓ પણ થતી આ વાસ્તવિકતાએ સૂરિજીના દિલમા રૂઢી સામે વિપ્લવની ચીણગારી પ્રગટાવી. એમની કહેવાની મતલબ એ જ હતી કે બોલી જેવી સામાજિક અનુકૂળતા ખાતર આપણે ઉપજાવેલી રૂઢીઓની આવક દેવદ્રવ્યમા લઇ જવાને બદલે સાધારણ ખાતામા લઇ જવી જોઇએ કેટલાક રૂઢીચુસ્તો આ દરખાસ્ત સહન ન કરી શક્યા

દેવદ્રવ્ય કરતા સાધારણખાતાના દ્રવ્યસંગ્રહ અને તેના સદુપયોગ ઉપર એમણે ખાસ ભાર મૂક્યો. સાધારણખાતાનુ દ્રવ્ય એક એવુ જળાશય છે કે જેની અંદરથી જૂદી જૂદી નીકો દ્વારા જ્યા જોઇએ ત્યા એ પાણી વાળી શકાય, અને જે જે ક્ષેત્રો સૂકાતા હોય-વણસી જતા હોય તેને બચાવી લેવાય દેવદ્રવ્ય એક એવુ ટાકું છે કે જેનો ઉપયોગ એની બાધેલી મર્યાદા બહાર ન થઇ શકે એ જ વાત સૂરિજીએ જૂદી જૂદી પત્રિકાઓ બહાર પાડીને સમજાવવા પ્રયત્ન કર્યો

જે દ્રવ્ય હજી દેવને સમર્પણ થયુ નથી, જેમાં દેવને

સમર્પવાની ભાવના કે બુદ્ધિ મૂળથી જ નથી, માત્ર કલ્પના, સગવડ અથવા ક્લેશનિવારણ સિવાય જેનો બીજો હેતુ નથી એવું બોલી વિગેરેનું દ્રવ્ય જૈન સંઘ નિર્ણય કરે તો ખુશીથી સાધારણખાતામાં લઇ જઇ શકાય અને એ દ્રવ્ય બધા ક્ષેત્રોમાં યોગ્ય રીતે વાપરી શકાય.

"બોલીની ઉપજ દેવદ્રવ્યમાં જાય કે સાધારણમાં એ સવાલની સાથે મને પોતાને કંઇ અંગત સ્વાર્થ નથી, પરંતુ જૈનસમાજની વધતી જતી કફોડી સ્થિતિઉપર ધ્યાન આપીને જ મેં આ સવાલ ઉપસ્થિત કર્યો છે." દેવદ્રવ્યની ચર્ચામાં પોતે કેમ ઝુકી પડયા તેનો તેમણે એ રીતે ખુલાસો કર્યો છે. ચર્ચા દરમિયાન એમને વિરોધીઓ તરફથી ઉત્સૂત્રભાષી, નિન્હવ જેવી પુષ્પાંજલી મળેલી તેને પણ તેમણે હસતે મુખે વધાવી લીધી છે.

( ૧૯ )

## છેલ્લા દિવસો

વિહાર દરમિયાન જેણે ગહન વન વીંધ્યા હતા–વનના કષ્ટો અને પરિસહો જેણે પ્રસન્નવદને વેઠયા હતા તેમને જીવનના એંટાવનમા વર્ષમા પ્રવેશતા પોતાની અશકિતનો અણછૂટકે એકરાર કરવો પડયો મુંબાઇના ચાતુર્માસ વખતે જ એમના શરીરે સૂરિજી સામે બેઠો બળવો પોકાર્યો શરીરને તેઓ કવચિત્ ગભીરપણે તો કોઇવાર મૃદુ સ્મિત સાથે એક દુર્જન તરીકે ઓળખાવતા એને ગમે તેટલું ખવરાવો–પીવરાવો, એને ગમે તેટલા લાડ લડાવો, પણ દુર્જનની જેમ આખરે તો એ દગાખોર જ નીવડવાનું. દુર્જનનો સગાથ થઇ ગયો હોય તો એની પાસેથી બને એટલુ કામ કઢાવવુ એમ પણ તેઓ કહેતા બાકી શરીરને દમવામા એમણે બાકી નહોતી રાખી ધાર્યું હોત તો તેઓ એને થોડો આરામ આપી શકત, દુર્જનને પણ ફોસલાવી શકત એ રીતે તેઓ સઘ, શાસન અને સમાજની વધુ વખત વિવિધ સેવાઓ કરી શકત પણ

મેં પહેલાં એકવાર કહ્યું છે તેમ તેઓ માત્ર સદ્ભાવનામાંજ નહોતા માનતા–વ્રત, તપ, વિહાર અને જૈન મુનિના સઘળા જ ક્રિયાકાંડમાં પૂર્ણ રસ, શ્રદ્ધા ધરાવતા. વ્રત-ક્રિયાનું થોડું શૈથિલ્ય પણ તેઓ સાંખી શકતા નહોતા.

શારીરિક કષ્ટને તેઓ આદર આપતા એટલે જ વનમાં પ્રવેશતાંની સાથે એમનો દેહ કથળ્યો હશે એવી એક કલ્પના સ્ફુરે છે. વિહાર, વ્રત–તપ અને સંયમને લીધે, ખરું જોતાં તો સૂરિજી જેવા પુરૂષના દેહમાં ૫૧મા વર્ષે પણ શક્તિના કલ્લોલ ઉછળી રહેવા જોઇએ. શરીર વધુ ખડતલ બનવું જોઇએ. પણ જેઓ એમની પાસે વસ્યા છે તેઓ જાણે છે કે સૂરિજીની શરીરરચના ઘણી સુકુમાર હતી. સામુદ્રિકો એમના હાથ–પગની રચના જોઇને છક્ક થઈ જતા. કોઇ રાજકુમાર કે શ્રેષ્ઠીપુત્રના કેટલાંક લક્ષણો એમાં કળાઈ આવતાં. જીવનભર ઉઘાડે પગે વિહાર કરવા છતાં સૂરિજીનાં પગના તળીયા કુસુમ કોમળ લાગતાં. ટાઢ કે તડકાની ચહેરા ઉપર ક્ષણિક અસર દેખાય, પણ એ રંગ બીજે દિવસે ઊડી જતો. મતલબ કે બીજી રીતે કષ્ટ સહેવાને અયોગ્ય એવા દેહ પાસેથી સૂરિજીએ ગજા ઉપરવટનું કામ લીધું હતું. સંયમનિર્વાહના એક સાધન તરિકે જ એમણે શરીરની શક્તિનો ઉપયોગ કર્યો હતો.

છતાં મુંબઈની માંદગી, મૃત્યુની ભૂમિકા બનશે એમ તો ભાગ્યે જ કોઇએ માન્યું હશે. મુંબઈ છોડ્યા પછી એમણે ધૂળીયામાં ચાતુર્માસ કર્યું. મુંબઈમાં ગુમાવેલી

શક્તિ અહીં પાછી મળશે એમ કેટલાકોએ માન્યુ હશે. વૈદ્ય–દાક્તરોએ સૂરિજીને ચેતવ્યા "શરીરને હવે બહુ શ્રમ ન આપશો. બની શકે ત્યા સુધી એને આરામ આપજો "

પણ સૂરિજીને માટે એ સલાહ નકામી હતી ધર્મનો ઉપદેશ પણ જો ન આપી શકાય, જિજ્ઞાસુની શંકાઓનું સમાધાન ન થઇ શકે, સામાન્ય વાર્ત્તાલાપ કે લેખન-વહેવારમા પણ જો આડખીલીઓ નડે તો પછી એ શરી-રને સાચવી રાખવાનુ પ્રયોજન જ શુ છે ?

દેહને દમવાની જ્યારે વાત નીકળતી ત્યારે સૂરિજી કહેતા "યુદ્ધમા કે સરતમા જે ઘોડાઓને ઉતારવાના હોય છે તેમને પહેલા તો ખૂબ ખૂબ તાલીમ આપવામાં આવે છે ભૂખ તરસ, થાક વેઠવા છતા ખરે વખતે ગાજી ન જાય એવી રીતે એમને કેળવવામા આવે છે તે જ પ્રમાણે આપણા દેહ, મનને આપણે જાતે ખૂબ ખૂબ કેળવવા જોઇએ એ કેળવણીની કસોટી અંતિમ ક્ષણોમાં થાય છે અને મૃત્યુ સુધરી જાય છે મૃત્યુ સુધર્યું એટલે એટલે જીવન જ સુધરી ગયુ એમ ગણાય ઘણા માણસો થોડી માંદગી આવે છે, અથવા તો અવસાનનો સમય નજીક આવે છે ત્યારે આર્ત્ત–રૌદ્ર ધ્યાન કરે છે, અતિશય હાયવોય અને વલોપાત કરે છે જીવનને અને મૃત્યુને પણ તેઓ બગાડી દે છે દેહને સારી રીતે દમ્યુ હોય, પહેલેથી જ વેદનાઓ અને સતાપો સહન કરવાની ટેવ પાડી હોય તો છેલ્લી પળો મૃત્યુમહોત્સવમાં પલટાઈ

જાય. " સૂરિજીની સામાન્ય રીતે આ વિચારશ્રેણી હતી. માંદગીને તેઓ મંથનકાળ માનતા. એ મંથન વખતે આત્માની શાંતિ જળવાય તો વ્રત–તપ–ઉપવાસ વિગેરેની કંઈકે સાર્થકતા થઈ ગણાય.

ડૉ. એફ. ડબલ્યુ. થોમસ (ઇન્ડીયા ઓફિસ–લાઇબ્રેરી લંડન) મુંબઇમાં સૂરિજીને મળેલા ત્યારે સૂરિજી બીમાર હતા એમ તેમણે સૂરિજી સંબંધી મૃત્યુનોંધમાં કહ્યું છે. થોમસ સાહેબ સાથે સૂરિજીને પત્રવહેવાર હતો અને એ રીતે તેમને યુરોપના ઘણા ઘણા નામાંકિત સંશોધક, જિજ્ઞાસુઓ અને વિદ્વાનો સાથે પત્રવહેવાર હતો: પુસ્તકો, પાનાંઓ અને બીજી એવી માહિતીઓ એમને પૂરી પાડતા. એના બદલામાં સૂરિજી એમની પાસેથી થોડું મૂલ્ય પણ પડાવતા. ડૉ. થોમસ પાસેથી એવું મૂલ્ય મેળવેલું–જે આબૂ–દેલવાડાના આશાતનાનિવારણમાં અમર બન્યું છે. આબૂ–દેલવાડાના વિશ્વપ્રસિદ્ધ જૈન તીર્થમાં, પાશ્ચાત્યો પોતાની પદ્ધત્તિ પ્રમાણે બૂટ પહેરીને ઠેઠ લગી ચાલ્યા જતા. મુનીમો કે વ્યવસ્થાપકો વિરોધ કરે તો પણ તેમનો અવાજ સંભળાતો નહિ. સૂરિજીએ થોમસ સાહેબની સાથે વાટાઘાટ કરીને, થોમસ સાહેબ પાસે, રાજપુતાનાના એ. જી. જી. ઉપર પત્ર લખાવીને એ આશાતના બંધ કરાવી. જેમની પાસેથી આવું મૂલ્ય મેળવી શકાય એમ ન હોય તેમની પાસેથી વળી તેઓ જુદીજ જાતનું કામ કઢાવી લેતા. જૈન ધર્મ, જૈન ઇતિહાસ અને જૈન સંસ્કૃતિ વિષે જૂદા જૂદા વિદ્વાનોએ જે ભ્રામક

અનુમાનો ઉપજાવેલા—જે ખોટા નિર્ણયો સભળાવેલા તે પલટાવવામા, સશોધાવવામા સૂરિજીએ મુખ્યત્વે એ જ પાશ્ચાત્ય વિદ્વાનોને ઉપયોગ કર્યો હતો

ડૉ હર્મન જેકોબી સાથે સૂરિજીને ઘણો સારો સબધ હતો ડૉ જેકોબી જ્યારે જ્યારે કોઇ પ્રમાણ, પુસ્તક કે આધાર માટે મૂઝાતા ત્યારે તેઓ સૂરિજીની સહાય માગતા અને સૂરિજી જરાયે કટાળ્યા વિના—ઉત્સુકભાવે ડૉ જેકોબીને મદદ કરતા આવી રીતનો સંબધ બધાઇ ગયા પછી સૂરિજીએ જ યુક્તિ—પ્રમાણના પુષ્કળ આધારો આપી એમને સમજાવ્યા અને એમની પોતાની જીભે જગતને જાહેર કરાવ્યુ કે "જૈન ધર્મ, બૌદ્ધધર્મ કે વૈદિક ધર્મની શાખા હોવાની વાત છેક પાયા વિનાની છે જૈનધર્મ સ્વતત્ર અને સ્વત સપૂર્ણ છે"

જે ચર્ચા કે પત્રવહેવાર માત્ર પડિત્યના પ્રદર્શનમા સમાઇ જાય તેની સૂરિજીને મન બહુ કીમ્મત નહોતી જૈનસઘ, શાસન, તીર્થ, સાહિત્ય, ઇતિહાસ કે સસ્કૃતિના સબધમા જનતાને જો નવો પ્રકાશ ન મળે, થોડી પણ નક્કર સેવા ન બને તો એને તેઓ વ્યર્થ પરિશ્રમ માનતા સૂરિજીના દીર્ઘકાલીન પત્રવહેવાર અને અગત સબધોના પરિણામે, જૈન ઇતિહાસ, સાહિત્ય અને સિદ્ધાત વિષે કેટલો નવો પ્રકાશ પડ્યો છે તે તો હજી કોઇ અભ્યાસી નિશ્ચિત કરે ત્યારે ખરુ, પરંતુ સૂરિજીએ જૈન ધર્મ સબધી ઘણી ભ્રાંતિઓનુ એમની પાસે નિરસન છે કરાવ્યુ એમ તો વગરસકોચે કહી શકાય

આવી સિદ્ધિઓ જેમણે મેળવી હોય તેમને બોલતા કે લખતા બંધ કરવા, માત્ર દેહરક્ષણની દૃષ્ટિએ એમને ઉપકારક પ્રવૃત્તિમાંથી પાછા વાળવા એ કોઈ પણ વૈદ્ય, દાકતર કે અનુરાગી ભક્તજનથી કેમ બને?

ધુળીયાથી વિહાર કરી સૂરિજી ગ્વાલીયર સંસ્થાનમાં આવેલા શિવપુરી મુકામે પહોંચ્યા. શિવપુરી તીર્થ-ભૂમિ નથી, પણ સૌંદર્યભૂમી તો છે જ. ઉનાળામાં પણ, આસપાસની વૃક્ષઘટા અને મોટા જળાશયોને લીધે શિવ-પુરી શીતળ ટેકરીનું સ્થાન લે છે. રાજ્યના અમલદારો અને રાજકુટુંબના સભ્યો પણ ઘણી વાર અહીં આરોગ્ય તથા શાંતિની આશાએ આવીને રહે છે.

સૂરિજીની આયુઃદોરી જો થોડી વધુ લાંબી હોત તો આ ઠેકાણે એમને જરૂર આરામ થઈ જાત, પણ જ્યાં આરોગ્ય લાધવું જોઈએ ત્યાં જ એમની તબીયત વધુ બગડવા લાગી. સૂરિજીના ભક્તજનો અને શિષ્યોમાં ચિંતાનું વાતાવરણ વધુ ગાઢ બનવા લાગ્યું.

"મહારાજજી, આપની તબીયત સારી નથી. જરા બોલવા–ચાલવાનું ઓછું કરો તો સારું." શિષ્યો સૂરિ-જીને નમ્રતાથી વિનવતા.

"જે મને મળવા આવ્યા છે, મારી પાસેથી ધર્મોપ-દેશના બે શબ્દ સાંભળવા આવ્યા છે તેમને પાછા વાળું? બોલું પણ નહિ?" ક્રોધને પી જવાની પ્રકૃતિવાળા સૂરિજી શાંતિથી જવાબ વાળતા.

શિષ્યો અને અનુરાગીઓ એનો શું જવાબ વાળે ?

ખરી વાત એ જ હતી કે દેહની સૂરિજીને પડી જ ક્યાં હતી ? ગમે તે ભોગે પણ શરીર જાળવાવું જોઈએ એમ તેઓ કદી માનતા જ નહોતા જે પુદ્ગલો-થી શરીર ઘડાયું છે તે એક દિવસે સડવા-વિખરાવા જ જોઈએ. એમાં આટલી બધી કાળજી, ધમાલ અને હાય-વરાળ શા સારુ જોઈએ ?

એક વાર સૂરિજી સાથે મારે આવી મતલબનો સંવાદ કાશીમાં થએલો

" મહારાજજી ! આજે જરા બહાર ફરી આવું ?" મેં પૂછ્યું પાઠશાળાના સામાન્ય કામકાજને અંગે મને ઘણીવાર બહાર જવાની છૂટ મળતી

" શા સારુ જવું છે ?" સૂરિજીએ ખુલાસો માગ્યો.

" થોડો વખત બહારની ખુલ્લી હવામાં ફરાય તો જરા મનને ઠીક લાગે " મેં ખુલ્લી હવાના ફાયદા ગણાવ્યા

" જો, આપણા દેશમાં ઢેઢ, ભંગીઆ બધા ખુલ્લી હવામાં જ રહે છે આપણા કરતા એમના તન-મન કંઈ વધુ સારા નથી હોતા શરીર અને મનને સ્વસ્થ રાખવા હોય તો માણસે તપશ્ચર્યા કરવી જોઈએ " ખુલ્લા હવા-પ્રકાશ કરતા પણ સૂરિજી તપ-વ્રત ઉપર અધિક ભાર મૂકતા તે દિવસે બહાર જવાનું ન બન્યું, પણ સૂરિ-જીની વિચારધારા સમજાઈ ગઈ

શરીરને પંપાળવાથી જો વધુ કામ લઇ શકાતું હોય તો પણ એમને એ સિદ્ધાંત મંજૂર નહોતો. એટલે જ કટોકટીની માંદગી વખતે પણ સૂરિજીએ આરામને વધુ દાદ નહિ આપી હોય.

બરાબર એ જ અવસરે ડૉ. સીલ્વન લેવી પણ સૂરિજીના ખાસ દર્શને શિવપુરીમાં આવેલા. આવા એક જબ્બર વિદ્વાન અને જૈન સાહિત્યના રસિક ઉપાસકની સાથે સૂરિજી પેટ ભરીને વાતો કર્યા વિના કેમ રહી શકે?

" વિદ્યાવિજય ! જ્યારે જ્યારે મને સ્વસ્થતા જેવું દેખાય ત્યારે ત્યારે ડૉ. લેવીને મારી પાસે લાવજો. હું એમની સાથે કંઈક કંઈક વાર્ત્તાલાપ કરીશ. " જીવનના છેલ્લા ગંભીર માંદગીના દિવસોમાં પણ સૂરિજીના આત્માનો ઉલ્લાસ કેટલો અદમ્ય હતો તેની આ એક જ વાક્યમાંથી પ્રતીતિ મળે છે.

જૈન ધર્મનું વ્યાપક અને વિશાળ સ્વરૂપ સમજાવતાં સૂરિજીએ ડૉ. લેવીને, જાણે કે પોતાનો છેલ્લો જીવન-સંદેશ કહેતા હોય તેમ સંભળાવ્યું:

स्याद्वादो वर्त्तते यस्मिन्<br>
पक्षपातो न विद्यते ।<br>
नास्त्यन्यपीडनं किंचिद्<br>
जैनधर्मः स उच्यते—

સ્યાદ્વાદ માત્ર સંશયવાદ નથી, વાદ માત્રનો સમ-

-ન્વય ઉપજાવવાની એનામા સપૂર્ણ શકયતા રહેલી છે એ હકીકત એમણે વિસ્તારપૂર્વક કહી

ડૉ લેવીને આ વિવેચન સાભળીને બહુ જ આશ્ચર્ય થયુ મૃત્યુશય્યા ઉપર રહીને આવુ સરસ પ્રવચન સભળાવનારા એમણે જીવનમા કોઈ નહોતા જોયા તેથી જ એમનાથી બોલાઇ જવાયુ

" આ વિશ્વમા આવા પુરુષના દર્શનનુ સૌભાગ્ય આ પહેલી જ વાર મને સાપડે છે હુ એમને મળ્યો ત્યારે તેઓ મૃત્યુશય્યા ઉપર હતા, પણ મને થયુ કે જે આદર્શ મુનિ મે કલ્પ્યા હતા, જેમનુ સ્વપ્ન નિહાળતો હતો તે આ જ મુનિ હતા "

ભાદરવા શુદિ ૧૨ને દિવસે બીમારીએ વધુ ગભીર રૂપ લીધુ સૂરિજીએ પોતે જ કહ્યુ " હવે બે દિવસની મુસાફરી બાકી છે " તે જ દિવસે એમણે એક શિષ્યને બીજો કપડો તથા ચોળપટ્ટો લાવવાની આજ્ઞા કરી જૂના વસ્ત્રો મેલા થઇ ગયા હતાં તેથી સારા વસ્ત્રોની એમણે ઇચ્છા બતાવી શિષ્યે ધોયેલા છતા જૂના કપડા હાજર કર્યાં સૂરિજી સહેજ સ્મિતપૂર્વક બોલ્યા " અરે બે દિવસ જ મારે કપડા વાપરવાના છે લોભ શા સારુ કરે છે ?"

શરીરની શુદ્ધિ અને વસ્ત્રોની સ્વચ્છતા વિષે સૂરિજીમાં જે સ્વાભાવિક વૃત્તિ રહેલી હતી તે અહીં યાદ આવે છે જૈન મુનિ એટલે મલિનતા, એવી જે ભ્રાતિ કેટલાકોના મનમા પેસી ગઇ હતી તે તેમણે પોતાની સ્વાભાવિક

શુદ્ધિપરાયણતાથી ભૂંસી નાખી હતી એટલું જ નહિ પણ કદી સ્નાન નહિ કરવા છતાં કોઇ પણ પ્રેક્ષક સૂરિજીને જુએ તો એમના દેહ અને વસ્ત્રની પ્રભા, જાણે કે સૂરિજી હમણા જ સ્નાનાદિથી પરવારીને બહાર આવ્યા હોય એમ લાગે. અમારા વિદ્યાર્થી વર્ગમાં પણ જો કોઇ સહેજ મલિન કે દીન દેખાય તો તેઓ કહેતાઃ " માળો દરિદ્રી દેખાય છે ! " ભગવાનની સેવા–પૂજા માટે શ્રાવક-સંતાને શરીરની શુદ્ધિ રાખવી જોઇએ એમ તેઓ ઉપદેશમાં પ્રબોધતા; અને એકવાર એક વહેતી નદીના પૂરમાં ધરાઈ–ધરાઇને ડુબકીઓ ખાઈ આવેલા વિદ્યાર્થીઓને એ સ્વચ્છંદ બદલ આયંબિલનું પ્રાયશ્ચિત્ત પણ એમણે આપેલું. છતાં મનની અને આત્માની શુદ્ધિની જેમ જ તેઓ દેહ અને વસ્ત્રની સ્વચ્છતા પસંદ કરતા. કોઇ વિદ્યાર્થીનાં મેલાં–જીર્ણ કપડાં જુએ અને જાણે કે હવે એની પાસે સારાં વસ્ત્ર નથી રહ્યાં તો તરત જ એને નવાં–સારાં વસ્ત્ર મળી જાય એવી ભલામણ કરતા.

છેલ્લા બે દિવસની મુસાફરીમાં તેઓ દેહ અને વસ્ત્રની શુદ્ધિ, માનસિક તેમજ આધ્યાત્મિક પવિત્રતા માટે જ વાંછતા હશે. નહિતર તેઓ છેક નવાં વસ્ત્રોનો આગ્રહ ન કરે. એક રીતે મૃત્યુશય્યા ઉપર સૂતેલા આ પુરુષની વિનોદવૃત્તિ પણ એટલી જ ધારદાર રહેલી હોવી જોઇએ.

વિરાગવૃત્તિ તો એમની પહેલેથી જ પ્રબળ હતી. એટલે એમને જીવનના છેલ્લા દિવસોમાં નવું આરાધન

કે આવાહન કરવા જેવુ નહોતુ. પણ એ વખતે ભાયખલા અને કાકરોલીના સમાચારે જૈન સઘમાં ઉદ્વિગ્નતા ઉપજાવેલી સૂરિજી, જેઓ મહાન્ તીર્થપ્રેમી હતા તેમના દિલમા કેવી વ્યથા થતી હશે તે શ્રી વિદ્યાવિજયની આ નીચેની પ કિતઓ ઉપરથી જણાય છે

"વિદ્યાવિજય! શુ મારા જીવતા જીવતા ભાયખલા-અને કાકરોલી સબધી જૈન સઘના લાભમા શુભ પરિણામ આવેલુ નહિ સાભળી શકુ ?"

સૂરિજીના જીવનના છેલ્લા દિવસોનો વિસ્તૃત હેવાલ શ્રી વિદ્યાવિજયજી મહારાજે લખ્યો છે–એની પુનરાવૃત્તિ અહીં કરવાની જરૂર નથી જીવન જેણે જીવી જાણ્યુ છે તેને મૃત્યુ પણ કેવુ સ્વાભાવિક અને ઉત્સવરૂપ લાગે છે તેની ઝાખી એ નાની નોધમાથી મળે છે જાણે કે મૃત્યુને સામે ચાલીને સત્કારતા હોય તેમ પૂરી શુદ્ધિ અને તૈયારી સાથે એમણે કાળના દૂતને પોતાનુ સર્વસ્વ સોપી દીધુ–જીવનભર નિર્ગ્રથ અને નિસ્પૃહી રહેલા એ પુરુષની સાધના અને આત્મીય ઐશ્વર્યની સપત્તિ નીહાળીને સ્વર્ગનો એ દેવદૂત પણ લજ્જિત બન્યો હશે ખરું જોતા તો સૂરિજીના સ્વર્ગવાસે જૈન સઘનુ અમૂલ્ય ધન લૂટી લીધુ–જૈન સઘે તે દિવસે સૂરિજીના જીવનકાર્યને સભારી અસખ્ય અશ્રુભીની અજલીઓ અર્પી

× × ×

સૂરિજી સાધુ તરીકે મહાન્ હતા, ઉપદેશક તેમજ પ્રચારક રૂપે વિરલ હતા, પણ માનવ તરીકે સૌથી

વધુ મહાન્ હતા. એમનાં વ્યાખ્યાનો, લેખો, પત્રો અને પ્રસંગો વિષે વિદ્વાનોએ પૃથક્કરણો કર્યાં છે–પ્રવૃત્તિના કયા ક્ષેત્રમાં એમણે કેટલો હીસ્સો આપ્યો તે તેમણે વિવેચ્યું છે. પણ સૂરિજી એ સર્વથી પર હોય એમ સતત લાગ્યા કરે છે.

મધ્યાન્હના તાપમાં સૂરિજીને, અજાણ્યા પ્રાંતમાં પગે ચાલીને જતા–વિહરતા હું જ્યારે જ્યારે જોઉં છું, વિદ્યાર્થીઓ અને સાધુઓની વચ્ચે બેસીને આનંદ-વિનોદ કરતા અથવા અધ્યયન–અધ્યાપન માટે મીઠો–મમત્વ-ભર્યો આગ્રહ કરતા જ્યારે યાદ કરું છું, બીજાઓનાં દુઃખ, દૈન્ય, અગવડ જોઇ એકદમ ઓગળી જતા અને વિરોધી-ઓના મિથ્યા આક્ષેપો સાંભળી ઊંડો મનઃસંતાપ વેદતા સૂરિજીને જ્યારે કલ્પુ છું ત્યારે સૂરિજીનું વ્યક્તિત્વ શબ્દ અને શાહીથી આલેખવાની હિમ્મત નથી ચાલતી. એ વખતે અમની વિદ્વત્તા, પ્રતિષ્ઠા, કીર્તિ એ બધું બુદ્બુદ્ જેવું લાગે છે. સૂરિજીના સાગર સમા દિલના એ પરપોટા, વિશ્વના તેજમાં ભલે ચમકદાર લાગેઃ પરંતુ દિલદરિયાવ સૂરિજીના એ કેવળ બાહ્યરંગી પર્યાયો જ હતા. સાચે જ સૂરિજી એ બધાથી ભિન્ન હતાઃ એ માતાપિતા હતા, ગુરુ–આચાર્ય હતા અને જનહિતના મહારથી હતા. એમને માટે भवो हि लोकाभ्युदयाय तादृशाम्–એવાઓના જન્મ જ લોકહિત માટે હોય છે, એ સિવાય બીજી કોઇ અંજલી સુસંગત નથી લાગતી.

## અમારી ગ્રંથમાલાનાં સંસ્કૃત પુસ્તકો

| | | |
|---|---|---|
| ૨ | ધર્મવિયોગમાલા | ૦—૨—૦ |
| ૩ | પ્રમાણનયતત્ત્વાલોક | ૦—૧૪—૦ |
| ૮ | જયંત પ્રબન્ધ (ગુજરાતી ભા. યુક્ત) | ૦—૩—૦ |
| ૧૧ | જૈની સપ્તપદાર્થી | ૦—૫—૦ |
| ૨૭ | સુભાષિતપદ્યરત્નાકર ભા. ૧ (ગુજરાતી ભા. યુક્ત) | ૧—૪—૦ |
| ૩૦ | અર્હત્ પ્રવચન (ગુજરાતી ભા. યુક્ત) | ૦—૫—૦ |
| ૩૧ | સુભાષિતપદ્યરત્નાકર ભા. ૨ (ગુજરાતી ભા. યુક્ત) | ૧—૪—૦ |
| ૩૨ | સુભાષિતપદ્યરત્નાકર ભા. ૩ (ગુજરાતી ભા. યુક્ત) | ૧—૪—૦ |
| ૩૬ | શ્રી હેમચન્દ્રવચનામૃત (ગુજરાતી ભા. યુક્ત) | ૦—૮—૦ |
| ૩૭ | શ્રી પર્વકથાસંગ્રહ | ૦—૪—૦ |
| ૩૯ | શ્રી આગમત કથા | ૦—૮—૦ |
| ૪૮ | સુભાષિત પદ્યરત્નાકર ભા. ૫ (ગુજરાતી ભા. યુક્ત) | ૦—૧૦—૦ |
| ૪૯ | સંસ્કૃત-પ્રાકૃતસ્તવનસંદોહ | ૦—૩—૦ |
| ૫૨ | સુભાષિત પદ્યરત્નાકર ભા. ૪ | ૧—૪—૦ |
| | ઉત્તરાધ્યયનસૂત્ર—કમલસંયમી-ટીકા યુક્ત ભા. ૪ | ૩—૮—૦ |
| | પ્રમાણનયતત્ત્વાલોક પ્રસ્તાવના | ૦—૩—૦ |

મળવાનું ઠેકાણું

**શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાલા**

છોટા સરાફા, ઉજ્જૈન (માલવા)

# અમારી ગ્રંથમાલાનાં હિંદી, સિંધી અને અંગ્રેજી પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૪ | શ્રાવકાચાર | ૦—૪—૦ |
| ૫ | વિજયધર્મસૂરિ કે વચનકુસુમ | ૦—૪—૦ |
| ૭ | સેઇંગ્ઝ ઑફ વિજયધર્મસૂરિ ( Sayings of Vijay Dharma Suri ) | ૦—૪—૦ |
| ૯ | વિજયધર્મસૂરિ અષ્ટપ્રકારી પૂજા | ૦—૪—૦ |
| ૧૩ | એન આઇડિયલ મંક-આદર્શ સાધુ An Ideal monk | ૫—૦—૦ |
| ૨૧ | બ્રહ્મચર્યદિગ્દર્શન | ૦—૪—૦ |
| ૩૩ | મેરી મેવાડયાત્રા | ૦—૩—૦ |
| ૩૪ | વક્તા બનો | ૦—૬—૦ |
| ૩૮ | અહિંસા | ૦—૨—૦ |
| ૪૧ | સચ્ચો રાહબર (સિંધી) | ભેટ |
| ૪૨ | વીર વંદન (કવિતા) | ૦—૨—૦ |
| ૪૩ | અહિંસા (સિંધી) | ભેટ |
| ૪૪ | કુલનમુઠ (સિંધી) | ભેટ |
| ૪૭ | જૈનધર્મ (હિંદી) | ૦—૪—૦ |
| ૫૦ | નયી જ્યોતી (સિંધી) | ભેટ |
| ૫૪ | થીઇઝમ (Theism) | ૦-૧૨—૦ |
| | આબુ (૭૫ ફોટૂ કે સાથ) હિંદી | ૨—૮—૦ |

મળવાનું ઠેકાણું.

**શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાલા**

છોટા સરાફા, ઉજ્જૈન (માલવા)

# અમારી ગ્રંથમાલાનાં ગુજરાતી પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | વિજયધર્મસૂરિ–સ્વર્ગવાસ પછી | ૨—૮—૦ |
| ૬ | વિજયધર્મસૂરિના વચનકુસુમો | ૦—૪—૦ |
| ૧૦ | આબુ (૭૫ ફોટા સાથે) | ૨—૮—૦ |
| ૧૧ | વિજયધર્મસૂરિ | ૦—૨—૦ |
| ૧૨ | શ્રાવકાચાર | ૦—૩—૦ |
| ૧૩ | રાણી સુલસા | ૦—૩—૦ |
| ૧૪ | સમયને ઓળખો ભા. ૨ જો | ૦—૧૦—૦ |
| ૧૫ | સમયને ઓળખો ભા ૧ લો | ૦—૧૨—૦ |
| ૧૭ | સમ્યક્ત્વ પ્રદીપ | ૦—૪—૦ |
| ૧૮ | વિજયધર્મસૂરિ પૂજા | ૦—૪—૦ |
| ૨૦ | બ્રહ્મચર્ય દિગ્દર્શન | ૦—૪—૦ |
| ૨૨ | વક્તા બનો | ૦—૬—૦ |
| ૨૩ | મહાકવિ શોભન અને તેમની કૃતિ | ૦—૩—૦ |
| ૨૪ | બ્રાહ્મણવાડા | ૦—૪—૦ |
| ૨૫ | જૈન તત્ત્વજ્ઞાન | ૦—૪—૦ |
| ૨૬ | દ્રવ્ય પ્રદીપ | ૦—૪—૦ |
| ૨૮ | ધર્મોપદેશ | ૦—૬—૦ |
| ૨૯ | સપ્તભંગી પ્રદીપ | ૦—૪—૦ |
| ૩૨ | ધર્મપ્રદીપ | ૦—૪—૦ |
| ૪૦ | આબૂલેખ સંદોહ | ૭—૮—૦ |
| ૪૫ | વિદ્યાવિજયજીના વ્યાખ્યાનો | ૦—૮—૦ |
| ૪૬ | શ્રી હિમાંશુવિજયજીના લેખો | ૧—૮—૦ |
| ૫૧ | જૈનધર્મ | ૦—૩—૦ |
| ૫૩ | મારી સિંધયાત્રા | ૨—૮—૦ |
| ૫૫ | અમારા ગુરુદેવ | ૧—૪—૦ |

મળવાનું ઠેકાણું

**શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાલા**

છોટા સરાફા, ઉજ્જૈન (માલવા)

## મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીનાં પુસ્તકો.

×૧ પર્યુષણા વિચાર. (ધાર્મિક)......ગુજરાતી
×૨ વિજયધર્મસૂરિ ચરિત્ર. (ચરિત્ર)...... ,,
×૩ જૈન શિક્ષાદિગ્દર્શન (તત્ત્વજ્ઞાન અનુવાદિત)... ,,
૪ રાણી સુલસા. (ઉપન્યાસ)...હિન્દી, ,,
×૫ વિજયપ્રશસ્તિસાર. (ઐતિહાસિક)......હિન્દી
×૬ પ્રાચીન શ્વેતામ્બર અર્વાચીન દિગમ્બર } ( ,, )......... ,,
૭ શ્રાવકાચાર. (ધાર્મિક)...હિન્દી...ગુજરાતી
×૮ તેરાપંથમત સમીક્ષા ( ,, )...............હિન્દી
×૯ તેરાપંથી હિતશિક્ષા ( ,, )............ ,,
×૧૦ શિક્ષાશતક કવિતા ( ,, )............ ,,
×૧૧ ઐતિહાસિક, સજ્ઝાયમાળા (ઐતિહાસિક સંપાદિત) ગુ.
૧૨ અહિંસા, (ઔપદેશિક) સિંધી, હિન્દી, મરાઠી. ,,
×૧૩ આદર્શ સાધુ. (ચરિત્ર)...........હિન્દી
×૧૪ સૂરીશ્વર અને સમ્રાટ્, (ઐતિહાસિક) ગુજરાતી ,,
×૧૫ ઐતિહાસિક રાસસંગ્રહ ભા. ૪થો ( ,, )...ગુજરાતી.
×૧૬ ગૃહસ્થોં કે ગુણ. (ધાર્મિક)......હિન્દી
૧૭ વિજયધર્મસૂરિ અષ્ટપ્રકારી પૂજા (ચરિત્ર)......... ,,
×૧૮ શાહ કે બાદશાહ. (નાટિકા)...હિન્દી, ગુજરાતી
×૧૯ બાલ નાટકો ( ,, ).... ,, ,,
૨૦ સમયને ઓળખો ભા. ૧લો (સામાજિક)...... ,,
×૨૧ નવો પ્રકાશ. ,, ,,
×૨૨ પ્રાચીન લેખસંગ્રહ. (ઐતિહાસિક, સંપાદિત) ગુજરાતી
૨૩ ધર્મ પ્રવચન. ( ઔપદેશિક, સંપાદિત ) ,,
૨૪ વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી (ચરિત્ર, સંપાદિત) ,,

૨૫ વિજયધર્મસૂરિનાં વચનકુસુમો } (ઔપદેશિક, સંપાદિત) હિન્દી „
૨૬ સમયને ઓળખો ભા ૨જો (સામાજિક) ગુજરાતી
૨૭ વકતા બનો (શિક્ષણ સબંધી) હિન્દી „
૨૮ અર્હત્ પ્રવચન (ધાર્મિક, અનુવાદિત) „
૨૯ મેરી મેવાડયાત્રા (ઐતિહાસિક, . ...હિન્દી
૩૦ શ્રી વિદ્યાવિજયજીના વ્યાખ્યાનો (ઔપદેશિક) ગુજરાતી, ભા ૧-૨-૩ અંગ્રેજી
૩૧ શ્રી હિમાંશુવિજયજીના લેખો (સાહિત્યિક, સંપાદિત) ગુ
૩૨ જૈનધર્મ (તત્ત્વજ્ઞાન) ગુ સિંધી, હિન્દી
૩૩ મારી સિંધયાત્રા, (ઐતિહાસિક-વૃત્તાંત) ગુજરાતી

× આ નિશાનીવાળા પુસ્તકો શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા, હેરીસ રોડ, ભાવનગર તરફથી બહાર પડયા છે અને બાકીના શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, છોટા સરાફા, ઉજ્જૈન (માલવા તરફથી બહાર પડ્યા છે

